બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

# તલાકનો ઈસ્લામી ફતવો

અગર તમારામાં કોઈ વાતમાં
ઈખ્તિલાફ પેદા થાય તો તેને
અલ્લાહ અને તેના રસુલ (સ.અ.વ.) તરફ રજૂ કરો.
(સુરઃ નિસાઅ આ-૫૯)

'ત્રણ તલાક વિષેનો અગત્યનો ફતવો'
કિતાબના જવાબમાં
કુરઆન શરીફ તથા હદીષ શરીફની રોશનીમાં
'તલાકનો ઈસ્લામી ફતવો.'



: સંકલન :
જમ્ઈય્યત અહલે હદીષ
લુહાર શેરી, સગરામપુરા, સુરત-૨.

ઓક્ટોબર : ૨૦૧૧ પ્રતઃ ૧૦૦૦

# દીની ઇખ્તિલાફનો ઉકેલ

દીને ઇસ્લામના જેટલા મસ્અલાઓ છે તેમાં અગર કોઈ મતભેદ (ઇખ્તિલાફ) થઈ જાય તો તેના ઉકેલ, હલ અને નિવારણ માટે અલ્લાહે આપેલો એક માત્ર સચોટ ઉપાય છે કે તે મસ્અલાને અલ્લાહ અને તેના રસૂલ (સ.અ.વ.) તરફ રજૂ કરવું એટલે કે અલ્લાહની કિતાબ કુરઆન અને રસૂલ (સ.અ.વ.)ની સુન્નત હદીષથી તે મસ્અલાનો ઉકેલ મેળવવો.

કુરઆન અને હદીષથી આપણા મતભેદોને ઉકેલ ન મળે તે વાત કદી ગળે ઉતરે જ નહીં. જો એવું જ હોત તો અલ્લાહના આ હુકમનો કોઈ મતલબ જ રહેતો નથી કે "જ્યારે તમારા અંદર કોઈ વસ્તુ સંબંધે ઇખ્તિલાફ, મતભેદ થઈ જાય તો તેને અલ્લાહ અને તેના રસૂલ તરફ રજૂ કરો.

(સુ. નિસાઅ આયત ૫૯)

હવે આ તલાકનો જ મસ્અલો લઇ લો અને ઇમાનદારીથી બતાવો કે તલાકના વિષયમાં આપણે રસૂલ સ.અ.વ.ના તરીકા તરફ રજૂ કરીશું, તેનો હલ અને ઉકેલ રસૂલની વાતથી મેળવીશું કે હઝરત ઉમર રઝિ.ની વાતથી ???

હવે જો આપ એમ કહો કે અમે રસૂલ (સ.અ.વ.)ની વાત મૂકીને હઝરત ઉમર રઝિ.ની વાત લઇશું તો તે રસૂલ (સ.અ.વ.) નો ઇન્કાર કર્યો બરાબર અને કુફ્ર કર્યું બરાબર ગણાશે. અને જો એમ કહો કે ના અમો તો રસૂલ (સ.અ.વ.)ની સુન્નત, નબી (સ.અ.વ.)ના તરીકા તરફ રજૂ કરીશું તો બસ ઇખ્તિલાફ, મતભેદ રહેશે જ નહીં અને એક મજલિસની ત્રણ તલાકો એક જ તલાક માનવી પડશે.

દીની સમસ્યાઓના ઉકેલ માટે આજ એક સચોટ ઇલાહી માપદંડ અને કસોટી છે. બધા જ ઇખ્તિલાફી મસ્અલાઓને આ કસોટી ઉપર રાખી પારખી લો તો ઇન્શાઅલ્લાહ દિવસ તો દિવસ છે રાતના અંધકારમાં પણ દીનના નામે કદી પણ થાપ ખાશો નહીં.

રબ્બુલ્આલમીન - જયઇચ્યતે એહલે હદીષ સુરતની આ દીની કોશિશને કબૂલ ફરમાવે અને તલાકના મસ્અલામાં અવળે માર્ગે ચઢેલા અને સાચા માર્ગની શોધકર્તા લોકોને આ કિતાબથી સાચા માર્ગની રહેબરી કરે.

આમીન.

મુદ્રક : મૂન ગ્રાફિક્સ

૨૮, કબીર કોમ્પલેક્ષ, ગંજ બજાર પાસે,
નડીઆદ-૩૮૭ ००૧. (ગુજરાત) મો. : ૯૮૯૮૦ ૮૮૨૬૬

**અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા વ સલામુન**

**અલા ઈબાદિહિલ્લઝી નસ્તફા અમ્મા બઅદ**

અલ્લાહતઆલાનો ઘણો જ એહસાન છે કે તેણે તેની મહેરબાનીથી અમોને તૌહીદનો રસ્તો દેખાડ્યો તેમજ પોતાના હબીબ મુહમ્મદ (સ.અ.વ.) ના સાચા તરીકા પર ચાલવાની તૌફીક આપી તેમજ માણસની તકલીદ (વ્યક્તિ પૂજા) જેવી જબરજસ્ત બીમારી કે જેમાં દુનિયાના મોટાભાગના લોકો સપડાઈ ગયા છે તેનાથી પોતાની મહેરબાનીથી અમોને બચાવ્યા તેમજ કુરઆન શરીફની આયત **'કુલ ઈન કુન્તુમ તુહિબ્બૂનલ્લાહ ફત્તબિઊની યુહબિબ્ કુમુલ્લાહ'** ની સાચી સમજની અને તેના ઉપર ચાલવાની, અમલ કરવાની અમોને તૌફીક આપી.

અલ્લાહતઆલાએ આ દુનિયામાં મોટા મોટા અમ્બિયાએ કિરામ, સહાબાએ કિરામ, મુહદ્દિસીને કિરામ, અઈમ્માએ કિરામ, ઉલમાએ કિરામ, સુફી-અવલિયાને પયદા કર્યા જેમણે પોતાના ઈલ્મના બળથી મોટી મોટી કિતાબો લખી લોકોમાં પ્રચાર કરી હિકમત અને સબરથી કામ લઈ તૌહીદ અને સુન્નત તથા સાચો માર્ગ દુનિયાને દેખાડ્યો તેમજ ગુમરાહી, બાતિલ અને બિદઅત વિગેરેના ટૂકડે ટૂકડા કરી નેસ્ત નાબૂદ કર્યો. (ફલિલ્લાહિલ હમ્દ)

છતાં પણ ક્યાંક કદાચ કોઈ કોઈવાર બાતિલ પોતાનું માથું ઉંચકે છે અને ગંદી હવા ફેલાવવાની ચેષ્ટા કરે છે. ગુજરાતીમાં ત્રણ તલાકના ફતવા બાબતની એક નાની બુક છે. જેમાં હનફી મઝહબના મશહૂર આલિમ મવલાના મુફતી અબ્દુર્રહીમ લાજપૂરી સાહેબે ત્રણ તલાકના ફતવા બાબતનો જવાબ આપ્યો છે અને તે બુક **"મરકઝી દારૂલ ઉલૂમ, પાલ જિ. સુરત"** થી પ્રસિદ્ધ કરવામાં આવેલી.

ઉપરોક્ત બુકમાં મવલાના અ.રહીમ લાજપુરી સાહેબે જે લખાણ તેમજ જવાબ લખ્યો તેમાં તેમણે ઘણી જ ધોકાબાજીથી કામ કર્યું અને સીધાસાદા શબ્દો તથા વાક્યોને ઉલ્ટાવી, સુલ્ટાવી, મારી-મચડીને પોતાના મઝહબની તરફેણમાં કર્યા. મઝકૂર બુકમાં તલાકના મસ્અલાને તો માત્ર એક બહાનું બનાવવામાં આવ્યું. ખરૂં જોતાં તો મુફતી અ.રહીમ લાજપુરી સાહેબે તલાકના બહાનાથી મસ્લક અહલે હદીષ જમાઅત અહલે હદીષ તેમજ ઉલમાએ અહલે હદીષ પર પોતાનો ઝેર અને તાવ ઉતારી તેમની સાથે અદાવત, હસદ તેમજ તંગ નઝરીનો સબૂત આપ્યો છે.

**"શરાબે તઅસ્સુબ મિલી તુમકો સસ્તી,**

**બહોત પી ગએ લગ ગઈ ફાકા મસ્તી"**

એવું લાગે છે કે લગભગ આખી કિતાબ અહલે હદીષોની વિરુદ્ધમાં તેમને ઝલીલ કરવા તરહ તરહના બોહતાનો આપવા તેમજ તેમને નીચૂં દેખાડવા માટે જ લખવામાં આવી. પરંતુ યાદ રાખશો કે,

**"ફૂંકો સે યે ચિરાગ બુઝાયા ન જાએગા"**

અલ્લાહના ફઝલો કરમથી એમ તો અમોને હસદનો ઝર્રા બરાબર પણ ગમ નથી તેમજ તંગ નઝરી (ટૂંકી દૃષ્ટિ)ની જરા પણ પરવાહ નથી.

**"રહે હેં ઔર ભી ફિરઔન મેરી ઘાતમેં,**
**મગર ક્યા ગમ કે મેરી આસ્તીમેં હય યદે બયઝા."**

અમારા ધ્યાન પર ઝર્રા બરાબર પણ એ વાતનો ખ્યાલ ન હતો કે તલાકના મસ્અલા બાબત કંઈક લખવાની જરૂરત પડશે પરંતુ જ્યારે અમોને ઝંઝોડવામાં આવે તો મજબુર થઈને કલમ હાથમાં લેવી પડે છે અને આવું લખાણ પ્રસિદ્ધ કરવું પડે છે.

**"ન તુમ સદમે હમેં દેતે ન હમ ફરિયાદ યું કરતે,**
**ન ખુલતે રાઝ સરબસ્તા ન યે રુસ્વાઈયાં હોતી."**

મુસ્લિમભાઈઓ : જ્યાં સુધી તકલીદ (વ્યક્તિ પૂજા) ના ચશ્મા ઉતારી 'સુન્નતની તાબેદારી'નો ચશ્મો નહિ લગાવીએ ત્યાં સુધી સાચી વાત સમજમાં નહિ આવે. આ 'બુક' ત્રણ તલાકના ફતવાના જવાબમાં એવી ઉમ્મીદ સાથે આપ લોકોની સમક્ષ પેશ કરવામાં આવે છે કે આપ પૂરેપૂરી બરાબર એને વાંચો અને પછી સાચા દિલથી ખરા-ખોટાનો ઈન્સાફ કરો.

અલ્લાહતઆલાથી અમો દુઆ ગુઝારીએ છીએ કે તે આપણને સૌને સાચી વાત કહેવાની, સમજવાની અને તેના ઉપર ચાલવાની, અમલ કરવાની તૌફીક આપે, આમીન.

**ચમનમેં તલ્ખનવાઈ મેરી ગ્વારહ કર,**
**કે ઝહર ભી કભી કરતા હય કારે તિયારકી.**

**જમ્ઈય્યત અહલે હદીષ**

લુહાર શેરી, સગરામપુરા, સુરત - ૩૯૫ ૦૦૨. (ગુજરાત)

# ફત્વાનો જવાબ

પ્યારા મુસ્લિમભાઈઓ,

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ

મવલાના મુફતી અબ્દુર્રહીમ સાહેબને એક સવાલ કરનારે સવાલ કર્યો કે ગૈર મુકલ્લિદ જે પોતાને અહલે હદીષ કહેવડાવે છે તેઓ એક વખતની ત્રણ તલાકોને એક માને છે તેમજ ભલાભોળા સીધા મુસલમાનોને બીજા રસ્તા ઉપર ચલાવવાની તેમજ તેઓને ગુમરાહ કરવાની નિષ્ફળ કોશિશ કરે છે તો આપ આ બાબતનો ખુલાસો કરશો.

ઉપરોક્ત સવાલના જવાબમાં મુફતી અબ્દુર્રહીમ લાજપુરીએ એક કિતાબ 'ત્રણ તલાક વિષેનો અગત્યનો ફતવો' નામની લખી તેમાં જવાબ આપ્યો કે એ કોઈ નવી વાત નથી. ગૈરમુકલ્લિદીન (વ્યક્તિ પૂજાના વિરોધી) ઘણી વખત આ મુસ્અલાને ઉઠાવ્યા કરે છે, જ્યારે કે ઘણી વખત તેના જવાબો અપાયા છે. ગૈરમુકિલ્લદ તકલીદ (વ્યક્તિ પૂજા) ને માનતા નથી, ચારેવ ઈમામો પર નુક્તાચીની (ટીકા ટીપ્પણ) કરે છે. જ્યારે કે મોટા મોટા મુહદ્દીસીન, ઉલમાઅ, ફુકહા અને શયખો વિગેરે મુકલ્લિદ હતા. ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ, ઈમામ તિરમિઝી ઈમામ અબૂદાઉદ મુકલ્લિદ હતા. આગળ લખે છે કે ગૈરમુકલ્લિદ 'અહલે સુન્નત વલ જમાઅતમાંથી નથી.'

આના જવાબ એ છે કે તેમના જ પેશવા મૌલવી કિફાયતુલ્લાહ દહેલવી સાહેબને એક લાજપુરના ઈસ્માઈલ વલીએ સવાલ કર્યો કે 'શું ફરમાવે છે ઉલમાએ દીન આ બાબતમાં કે અહલે હદીષ જેમને અમો ગૈરમુકલ્લિદ કહીએ છીએ તેઓ મુસલમાન છે કે નહિ ? તેમની સાથે લગ્ન, શાદી વિગેરેનો મામલો થઈ શકે કે નહિ (બય્યેનૂ તુ'જરૂ) સાઈલ ઈસ્માઈલ વલી લાજપુરવાલા

મૌલાના કિફાયતુલ્લાહ સાહેબે ઉપરના સવાલનો જવાબ આ પ્રમાણે આપ્યો, ('અહલે હદીષ મુસલમાન હેં. અહલે સુન્નત વલ જમાઅતમેં દાખિલ હેં. શાદી બ્યાહ કા મામલા ઉનકે સાથ દુરસ્ત હાય. સિર્ફ તકલીદ કે છોળ દેનેસે ઈસ્લામમેં ફર્ક નહિ આતા કે તકલીદ ન કરનેસે અહલે સુન્નત વલ જમાઅતકે બાહર હો ગયા' (મુહમ્મદ કિફાયતુલ્લાહ દહેલવી ફતવા નં. ૯૫૧)

**હનફી મઝહબની મશહૂર કિતાબ હિદાયા જી-૧, પા.-૫૩૮, પર છે કે, ‘ઇજમાઅ હય કે અહલે હદીષ અહલે સુન્નત વલ જમાઅતસે હેં ઓર હક પર હેં ઉનકી ઇકતિદા જાઈઝ હય.’**

હવે આપ લોકો આ વાંચી જાણી શકશો કે મુફતી લાજપુરી અને મૌલવી કિફાયતુલ્લાહના ફતવાઓમાં કેટલો જમીન-આસમાનનો ફરક છે. બેમાંથી એક ફતવો ચોક્કસ સાચો અને એક જૂઠો છે. મૌલવી કિફાયતુલ્લાહના ફતવાને હનફી મઝહબની કિતાબ હિદાયાનો પણ ટેકો મળે છે એટલે તેઓ જ સાચા છે. અત્રે એ જાણી લેવું જરૂરી છે કે અમોએ જે મૌલવી કિફાયતુલ્લાહનો ફતવો તેમજ હિદાયાનો દાખલો રજૂ કર્યો છે તે અમારા અહલે હદીષના મઝહબના ટેકા માટે નથી રજૂ કર્યો. અમારા મસ્લક અહલે હદીષને તો કુરઆન શરીફ અને અહાદીસે નબવીયહ (સ.અ.વ.) થી ટેકો મળેલો જ છે. આ તો ફક્ત લોકોની જાણ તેમજ ખરા-ખોટાની જાણ માટે રજૂ કર્યો છે.

**હવે આપણે તકલીદ બાબત વિચાર કરીએ કે તકલીદ શું છે ? તકલીદ કોને કહેવાય છે.**

તકલીદનો મતલબ ગળામાં પટો નાખવાનો થાય છે. (દુર્રે મુખ્તાર જી-૧, પા.-૬૧૫, હિદાયા જી-૧, પા.-૧૦૩) કોઈપણ જાતની છાનબીન (તપાસ) કર્યા વગર તેને માની લેવી. (ગિયાસુલ્લુગાત પા.-૧૦૩, બહારે અજમ જી-૨, પા.-૨૭૧, મુલ્લાં અલી કારી કિતાબે શરહ કસીદા અમાલી પા.-૩૦૪)

અલ્લાહતઆલા કુરઆન શરીફમાં ફરમાવે છે કે ‘ઈત્તખઝૂ અહબારહુમ વ રૂહબાનહુમ અરબાબમમિનદૂનિલ્લાહ’

અર્થાત્ : “તેઓએ પોતાના મૌલવીઓને અને દુરવેશોને રબ બનાવી લીધા છે” અદી બિન હાતિમથી રિવાયત છે કે એક વખત તેઓ રસુલુલ્લાહ (સ.અ.વ.) પાસે એવી હાલતમાં પહોંચ્યા કે રસુલ (સ.અ.વ.) સુરએ તૌબહની તિલાવત કરી રહ્યા હતા. જ્યારે રસુલ (સ.અ.વ.) આયત ‘ઈત્તખઝૂ’ પર પહોંચ્યા તો અદી બિન હાતિમ (રઝિ.) એ કહ્યું કે અમે ક્યારે અમારા મૌલવીઓને અને દુરવેશોને રબ બનાવ્યા ? અમો અમારા મૌલવી અને દુરવેશોની ઈબાદત કરતા ન હતા. તો રસુલ (સ.અ.વ.)એ કહ્યું કે શું તમે તમારા મૌલવીઓ અને દુરવેશોના કહેવાથી જે વસ્તુ

અલ્લાહે હલાલ કરી છે તેને હરામ નહોતા સમજતા હતા અને જે વસ્તુ અલ્લાહે હરામ કરી તેને હલાલ નહોતા સમજતા હતા ? તો અદી બિન હાતિમ (રઝિ.) એ કહ્યું કે એ વાત તો બરાબર છે. એના જવાબમાં રસુલ (સ.અ.વ.) એ ફરમાવ્યું બસ આજ તો મૌલવી અને દુરવેશોની ઈબાદત છે અને તેઓને રબ બનાવવા બરાબર છે અને અલ્લાહતઆલા આ તમારા માટે જ કહે છે.

રબીઅ કહે છે કે મેં અબૂ આલીયાથી પૂછ્યું કે બની ઈસરાઈલમાં 'રબ' બનાવવાનો શું તરીકો હતો ? તો તેમણે જવાબમાં ફરમાવ્યું કે તેઓ (બની ઈસરાઈલ) પોતાની કિતાબમાં કોઈ એવી વાત મળે કે જે તેમના મૌલવીઓ અને દુરવેશોની વાતથી વિરુદ્ધ હોય તો મૌલવીઓ અને દુરવેશોની વાત માની લેતા અને કિતાબની વાત રદ કરતા.

**ઠંડા કલેજાથી વિચારો** કે આજના મુકલ્લિદીનનો પણ એજ તરીકો રસ્તો છે. જે કંઈ પણ એમના મૌલવી કહેશે તે જ તહેકીક કર્યા વગર સાચું માની લેશે. તેમને તેમના મૌલવીઓથી સવાલ કરવાનો કે કુરઆન-હદીષનો મસઅલો જાણવાનો હક નથી, જો કે ઈસ્લામમાં છાનબીન કરવાનો કે સવાલ કરવાનો હક છે. જેમ કે અદી બિન હાતિમે રસુલ (સ.અ.વ.)થી સવાલ કર્યો હતો.

ચારેય ઈમામો (રહ.) કોઈના પણ મુકલ્લિદ ન હતા. અત્રે અમો ચારેય ઈમામો (રહ.) ના ફરમાનો નકલ કરીએ છીએ કે જેમને મુફતી અ.રહીમ લાજપુરીએ મુકલ્લિદ ઠેરવ્યા છે તેમણે દરેકે પોત-પોતાની તકલીદ કરવાની મનાઈ ફરમાવી છે.

(ઈમામ અબૂ હનીફા (રહ.) થી એક સવાલ કરવાવાળો સવાલ કરે છે કે અગર તમોએ કાંઈ કહ્યું અને તે અલ્લાહની કિતાબની વિરૂદ્ધ હોય તો ? આપે જવાબ આપ્યો કે મારું કહેવું કિતાબુલ્લાહ (કુરઆન)ની વિરૂદ્ધ હોય તો તે રદ કરી દેવું, તેણે ફરી પૂછ્યું કે અગર હદીસે રસુલ (સ.અ.વ.) ની વિરૂદ્ધ હોય તો ? આપ (રહ.) ફરમાવ્યું કે મારૂં કહેવું રસુલ (સ.અ.વ.)ની વિરૂદ્ધ હોય તો તે પણ રદ કરવું. સવાલ કરવાવાળાએ ફરી પૂછ્યું કે અગર સહાબા (રઝિ.) ની વિરૂદ્ધ આપનું કહેવું હોય તો? આપ (રહ.) એ જવાબ આપ્યો કે મારુ કહેવું સહાબા (રઝિ.) ની વિરૂદ્ધ હોય તો પણ રદ કરી દેવું. (અકદુલ્જીદ પા.-૧૩)

(૨) ઈમામ અબૂ હનીફા (રહ.) ફરમાવે છે કે મારી દલીલની (કુરઆન અને હદીષ) જેને ઈલ્મ ન હોય તો તેણે મારી વાત પર ફતવો આપવું હરામ છે.

(મીઝાને શેઅરાની પા.-૩૮)

(૩) ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે એવું કોઈ નથી જેની વાત લઈ પણ શકાય અને રદ પણ કરી શકાય સિવાય કે રસુલ (સ.અ.વ.) મતલબ કે રસુલ (સ.અ.વ.) ની વાત રદ નથી થઈ શકતી. તેની આગળ દરેકની વાત રદ થઈ શકે છે. (અકદુલ્જીદ પા.-૭૦)

(૪) ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે એ સિવાય કાંઈ નથી કે હું પણ એક ઈન્સાન છું કોઈ વખત મારા વિચાર સાચા પણ હોઈ શકે અને કોઈ વખત ખોટા પણ હોઈ શકે. તમો મારા વિચારોને પારખી લો. અગર તે કિતાબુલ્લાહ અને સુન્નતે રસુલ (સ.અ.વ.)ને મળતા હોય તો તેને લઈ લો, અગર વિરૂદ્ધમાં હોય તો મારા વિચારોને છોડી દો. (જલ્બુલ મનફા પા.-૭૪)

(૫) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે કે જ્યારે હું કોઈ મસઅલો બ્યાન કરૂં અને રસુલ (સ.અ.વ.) એ મારા મસલાથી વિરૂદ્ધમાં કહ્યું હોય તો જે મસઅલો રસુલ (સ.અ.વ.)ની હદીષથી સાબિત થતો હોય તે જ બહેતર છે જેથી મારી તકલીદ ન કરવી. (અકદુલ્જીદ પા.-૫૪)

(૬) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે કે જ્યારે તમો મારી કિતાબમાં રસુલ (સ.અ.વ.) ની સુન્નતની વિરૂદ્ધ કોઈ વાત જુઓ તો સુન્નતની તાબેદારી કરો. મેં જે કહ્યું છે તેને છોડી દો. (બયહકી)

(૭) ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) ફરમાવે છે કે કોઈને અલ્લાહ અને તેના રસુલ (સ.અ.વ.)ના કલમાની વિરૂદ્ધની ગુંજાઈશ નથી.

(અકદુલ્જીદ પા.-૮૧)

ઈમામ અહમદબિન હમ્બલ (રહ.) ફરમાવે છે કે મારી તકલીદ કરવી નહીં તેમજ માલિક (રહ.)ની ઈમામ અવઝાઈ (રહ.)ની અને ઈમામ નખઈ (રહ.)ની તકલીદ કરવી નહિ અને કોઈપણ બીજાની તકલીદ નહીં કરવી. અને ફરમાનો (હુકમો) ત્યાંથી લો, જ્યાંથી લોકોએ લીધા છે. એટલે કે (કિતાબ અને સુન્નતથી)

અહીં એક ખાસ વાત ધ્યાન આપવા જેવી છે કે આ ચારેય ઈમામો (રહ.) કાંઈ એક જમાનામાં નથી થઈ ગયા તેમજ તેઓમાંથી પાછળના ઈમામ તમને પહેલાની તકલીદ કરતા ન હતા. અને નજ કોઈએ કહ્યું છે કે મારી ફરમાબરદારી

કરજો. બલ્કે દરેક ઈમામ (રહ.) કિતાબુલ્લાહ અને સુન્નતે રસુલ (સ.અ.વ.) ની તાબેદારી કરવાનું કહેતા હતા અને તેઓને પોતાની વાત જ્યારે પણ કિતાબુલ્લાહ અને સુન્નતે રસુલ (સ.અ.વ.) ની વિરૂદ્ધ છે તેવી જાણ થતી ત્યારે તુરત જ તેઓ પોતાની વાતને રદ કરી દેતા તેમજ પોતાની તકલીદને બીજાઓને માટે જરૂરી ન ઠેરવતા.

હવે આ વાત સૂરજની જેમ રોશન થઈ ગઈ કે ચારેય ઈમામો (રહ.) મુકલ્લિદ ન હતા. સંપૂર્ણ પણે પૂરેપૂરૂં કુરઆન અને હદીષ પર જ તેમને અમલ હતો અને તે હિસાબે તેઓ બધા 'અહલે હદીષ હતા અને અલ્લાહના રસુલ (સ.અ.વ.) નું ફરમાન છે કે જન્નતી તે માણસ છે કે જેના અમલ મારા અને સહાબા (રઝિ.) ના જેવા હોય.

મુલ્લા અલી કારી હનફી, શરહ અયનુલ ઈલ્મ, મેઅયારૂલ હકમાં લખે છે કે 'એ તો ખબર છે કે અલ્લાહતઆલાએ કોઈને એવી તકલીફ આપી નથી કે તે હનફી બને, યા માલિકી બને, યા શાફેઈ બને, યા હમ્બલી બને. બલ્કે આ તકલીફ જરૂરી આપી છે કે તે સુન્નતે રસુલ (સ.અ.વ.)ના મુતાબિક અમલ કરે.

અને તેઓ શરહ ફિકહે અકબરમાં લખે છે કે 'ઈલ્મ' તે છે કે તેની જડ 'હદસના' પર હોય. અને એના સિવાય જે કાંઈ છે તે શયતાની કામ છે.

શયખ અબ્દુલહક મુહદ્દિસ હનફી દહેલવી (રહ.) પણ આ વાતનો ઈન્કાર કરે છે કે પહેલાના લોકોનો એજ તરીકો હતો કે તેઓ કોઈ ખાસ માણસની તકલીદ કરતા ન હતા. અને તે પોતાની વાતને આયત શરીફ તેમજ હદીષ શરીફથી સાબિત કરતા હતા.

બુસ્તાનુલ મોહદ્દીસીન પા.-૧૭ પર શાહ અબ્દુલ અઝીઝ (રહ.) ફરમાવે છે કે ઈમામ માલિક (રહ.) ના જમાના સુધી કોઈ એક મઝહબની તકલીદ થતી ન હતી. શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.) ફરમાવે છે કે દરેકને જાણ થાય કે ચોથી સદીથી પહેલા લોકો કોઈ એક ખાસ મઝહબ પર ન હતા.

(હુજ્જતુલ્લાહિલ્બાલિગહ પા.-૧૫૭)

અલ્લામા સનદ બિન અનાન માલિકી લખે છે કે તકલીદ એક બિઅદત (દીનમાં નવી વાત) છે જે ઘણા વખત પછી પયદા થઈ છે. અમોને ચોક્કસ ખબર છે કે સહાબા (રઝિ.) ના વખતમાં કોઈ ખાસ એક નામનો મઝહબ ન હતો કે જેને શીખવા અગર શીખવવામાં આવતો હોય અને તેની તકલીદ થતી હોય બલ્કે તે લોકો જરૂરત પર કુરઆન અને હદીષ તરફ નજર કરતા હતાં જો કુરઆન અને

હદીષમાંથી તેનો ફેસલો ન મળતો તો ઈજમાએ સહાબા (રઝિ.)ની તરફ તેઓ નજર કરતાં, જો ઈજમાઅમાં પણ ફેસલો ન મળતો તો ખુદ શોધખોળ કરતાં અને તેમાંથી એક સહાબી (રઝિ.)ના મજબૂત, પાએદાર કૌલને પકડી લેતાં અને અમલ કરતાં. પછી ત્રીજો જમાનો (તઅબ-તાબેઈન) નો આવ્યો, અને તે જમાનામાં ઈમામ અબૂ હનીફા (રહ.) ઈમામ માલિક (રહ.), ઈમામ શાફઈ (રહ.) અને ઈમામ અમહમદ બિન હમ્બલ (રહ.) પયદા થયા. ઈમામ માલિક (રહ.) સને ૧૭૯ હિ.માં વફાત પામ્યા અને ઈમામ અબૂ હનીફા (રહ.) સન ૧૫૦ હિ.માં વફાત પામ્યા અને એ જ વરસમાં ઈમામ શાફઈ (રહ.) પયદા થયા. અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) સને ૧૬૪ હિ.માં પયદા થયા. આ ચારેય ઈમામો (રહ.) પણ પહેલાના તરીકા પ્રમાણે જ ચાલતા હતા અને તેઓના જમાનામાં પણ કોઈ ખાસ એક માણસનો મઝહબ ન હતો અને તેમના શાગિર્દોનો પણ એજ અમલ હતો.

ઘણા ઈમામો તેમજ તેમના બરોબરીના ઈમામોના કોલોનો તેમના જ શાગિર્દોએ (વિદ્યાર્થીઓ) વિરોધ કર્યો. અને તેમણે પૂરી આઝાદીની સાથે વિરોધ એટલા માટે કર્યો કે તેઓ તેમના (ઈમામોના) મુકલ્લિદ ન હતાં. બલ્કે તેઓ શોધખોળ કરવાવાળા (મુહકક્કિ) હતા.

મતલબ કે પહેલા ત્રણ જમાના સુધી તો તકલીદનું અસ્તિત્વ જ ન હતું. અને અલ્લાહ તઆલાએ પોતાના નબી (સ.અ.વ.)ને તેઓના કૌલ ઉપર સાચા ઠેરવ્યા. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું બધા જમાનાઓમાં બહેતર મારા જમાનાવાળાઓ છે, પછી તેઓના પછીના જમાનાના, પછી તેઓના પછીના જમાનાના આપ (સ.અ.વ.) એ પોતાના જમાના પછી બીજા બે જમાનાનો ઉલ્લેખ કર્યો અને આ હદીષ સહીહ બુખારી શરીફમાં છે. આ તકલીદવાળાઓથી તઅજ્જુબ (અચંબો) થાય છે કે તેઓ કેવી રીતે એમ કહે છે કે ‘આ તકલીદવાળો મઝહબ પહેલાનો (કદીમ) છે અને આ વાત અમો બુઝુર્ગોથી જોતા આવીએ છીએ’ જો કે તેઓ હિજરતના ૨૦૦ (બસો) વર્ષ બાદ તે જમાનાઓના ગુજરી ગયા બાદ પયદા થયા અને તે વિશે જ રસુલ (સ.અ.વ.)ની ઉપરોક્ત હદીષનું વર્ણન છે.

ઈમામ સુયૂતી (રહ.)ની કિતાબ ‘જમઉલ જવામેઅ’ જે ‘કનઝુલ ઉમ્માલ’ની જડમૂળ છે તેમાં સહીહ ઈબ્ને કત્તાનથી હઝરત અબૂ હુરયરહ (રઝિ.) ની એક હદીષ છે જેમાં રસુલ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે ટૂંક વખતમાં મારી

ઉમ્મતમાં એવા માણસો પયદા થશે કે જે લોકોને પોતાના મૌલવી અને દુરવેશોના કોલ તરફ બોલાવશે. પોતે પણ અમલ કરશે અને લોકો પાસે કરાવશે અને મુસલમાનોથી ઈમામોની પાછળ 'આમીન' કહેવાથી હસદ કરશે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું યાદ રાખશો કે તેઓ મારી ઉમ્મતના યહુદીઓ છે, યાદ રાખશો કે તેઓ મારી ઉમ્મતના યહુદીઓ છે. યાદ રાખશે કે તેઓ મારી ઉમ્મતના યહુદીઓ છે, એમ ત્રણ વાર આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું.

શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.) ઉપરોક્ત હદીષની બાબત પોતાની કિતાબ 'તફહીમાત'ના પા.-૧૫૫માં લખે છે કે આ વાત સાબિત થયા બાદ મુકલ્લિદો માટે બહાના નહિ ચાલે. તેમજ કોઈ ઈમામના મુકલ્લિદોને એમ કહેવું જાઈઝ નથી કે 'હું હદીષ પર અમલ નથી કરતો કારણ કે મારા ઈમામે આમ કર્યું નથી. અને ઈમામની જ વાતને તરજીહ (અગ્રતા) આપે આ તો આલિમોને પયગમ્બરીનો અથવા ખુદાનો દરજો આપવા બરાબર થયું.' તેઓ પોતાની તફસીરમાં લખે છે કે જેવી રીતે અલ્લાહ સિવાય બીજાની ઈબાદત શિર્ક અને કુફ્ર છે તેવી જ રીતે બીજાની ફરમાબરદારી પણ મુસ્તકિલ (કાયમી ધોરણે) તરીકાથી કુફ્ર છે. આનો મતલબ એ કે તેઓને અહકામ પહોંચાડનાર સમજી ગળામાં તેમની ફરમાબરદારીનો પટો નાંખે અને તેમની તકલીદ લાઝિમ (ફરજિયાત) સમજે અને ખુદાના ફરમાનોથી વિરૂદ્ધ હોવા છતાં તેમની જ તાબેદારીથી હાથ ન ઉઠાવે, એ પણ એક રીતથી ખુદા સિવાય બીજાને ખુદા બનાવવું થયું.' આ છે શાહ વલીયુલ્લાહ (રહ.)ના ફરમાનો કે જેઓ તકલીદના કટ્ટર વિરોધી હતા છતાં મુફતી અ.રહીમ લાજપુરી સાહેબ તેમને પણ તકલીદવાળા બતાવે છે.

અલ્લામા ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે કે તબેઅ તાબેઈન (રહ.) ૨૨૦ વરસ સુધી હતાં તેમના પછીથી બિદઅતો (દીનમાં નવી વાતો)ની શરૂઆત થઈ અને તકલીદથી દીનમાં ઘણા જ ફેરફારો થયા.

અબ્દુલ્લાહ બિન મોઅતમર કહે છે કે મુકલ્લિદ માણસ અને હયવાન (જાનવરો)માં કોઈ ફર્ક નથી. (એઅલામુલ મુવકકિઈન જિ-૧, પા.-૨૧૭)

સાલેહ બિન મુસ્લિમ (રહ.) કહે છે કે આમિર શોઅબી (રહ.)એ મારો હાથ પકડીને એક દિવસ કહ્યું કે તમો એટલા માટે હલાક (બરબાદ) થયા કે તમોએ હદીષોને છોડી દઈ કિયાસ (પોતાના વિચાર) પર અમલ કર્યો.

(એઅલામુલ મુવકકિઈન જિ-૧ પા.-૯૩)

આ તમામ દલીલોથી સાબિત થઈ ગયું કે ચારેય ઈમામો (રહ.) અને બુઝુર્ગાને દીન મુકલ્લિદ ન હતા.

**આપહી અપને ઝરા ઝોરો સિતમ કો દેખેં,**
**હમ અગર અર્ઝ કરેંગે તો શિકાયત હોગી.**

મવલાના અબ્દુર્રહીમ લાજપુરી સાહેબ આગળ લખે છે કે અહલે હદીષનો 'અહલે સુન્નત વલ જમાઅત'થી કોઈ વાસ્તો (સંબંધ) નથી. બલ્કે એ એક નવી અને જુદી જમાઅત છે. અગર એ જમાઅત તલાક તેમજ નિકાહ બાબત કોઈ ફત્વો આપે તો તેના ઉપર અમલ કરી શકાય નહિ, તે એક રાજકારણવાળી જમાઅત છે.

આના જવાબમાં લખવાનું કે કદાચ મુફતી અબ્દુર્રહીમ લાજપુરી સાહેબના આંખે દેખાતું હશે તો તેમને અહલે હદીષ જમાઅત નવી અને જુદી જમાઅત દેખાતી હશે. જો કે અહલે હદીષ જમાઅત તો જૂની તેમજ તેજ જમાઅત છે કે જે રસુલ (સ.અ.વ.) અને સહાબા (રઝિ.) તેમજ તાબેઈન અને તબેતાબઈનના જમાનામાં હતી. જ્યારે આજના ઈસ્લામના આ ફૂટી નીકળેલા ફિરકામાંથી એક પણ ફિરકો ન હતો. અને અમોએ એ અહાદીસે નબવી (સ.અ.વ.) તેમજ બુઝુર્ગો વિગેરેના કૌલથી સાબિત કરી બતાવ્યું અને હજી વધુ સાબિત કરીશું. (ઈન્શાઅલ્લાહ).

કેટલાક અહલે હદીષ જમાઅતને લા ઈલ્મીના કારણે નવી જમાઅત અથવા પાંચમો ફિરકો બતાવે છે તે તદન ખોટું અને જૂઠું છે. 'અહલે હદીષ' નો મતલબ 'હદીષ પર અમલ કરવાવાળો થાય છે.' કુરઆન શરીફમાં પણ ઘણે ઠેકાણે 'હદીષ' શબ્દ વપરાયો છે. જેમ કે 'ફબિ અય્યી હદીસિન બઅદહુ યુઅમિનૂન' તેમજ 'અફમિન હાઝલ હદીષે તઅજબૂન' વિગેરે બીજી પણ આયતો છે. જેના ઉપરથી સ્પષ્ટ થાય છે અલ્લાહ તઆલાએ કુરઆન શરીફને પણ 'હદીષ' શબ્દથી સંબોધ્યુ છે. બીજું રસુલ (સ.અ.વ.)ના ફરમાનો અને કૌલોને પણ હદીષ કહેવામાં આવે છે અને તે હદીષોને મુહદ્દિસીને કિરામ (રહ.) એ પોતાની કિતાબોમાં જમા કરી છે. અને જમાઅત અહલે હદીષ આ બે વસ્તુઓ ઉપર જ અમલ કરે છે અને કરવાનું કહે છે તેમજ અલ્લાહ તઆલાનો કુરઆન શરીફમાં તેમજ રસુલ (સ.અ.વ.)નો હદીષોમાં પણ એ જ હુકમ છે. આ બે વસ્તુઓને છોડીને ત્રીજી તરફ કોઈ ઉમ્મતીની કૌલની તરફ ભટકવાની સખ્ત મનાઈ કરી છે. અત્રે એ જાણી લેવું જરૂરી છે અહલે  હદીષને પોતાનું નામ 'અહલે હદીષ'

રાખવાનું એટલા માટે જરૂરી થઈ ગયું છે કે ઈસ્લામમાં ફિરકાબંધી (ટૂકડા) થઈ ગયા.

મુસલમાનોએ પોતપોતાના અલગ એક ઈમામ અને રેહબર પસંદ કરી લીધા અને કોઈ હનફી, કોઈ શફાઈ, કોઈ માલિકી તો કોઈ હંબલી બની ગયા. જ્યારે ‘અહલે હદીષ’પોતાના અસલ દીન, રસુલ (સ.અ.વ.)ના ફરમાન મુજબના દીન પર કાયમ રહ્યા. પરંતુ જ્યારે ઘણા ફિરકાઓ થઈ ગયા તો તેમને પણ પોતાની ઓળખાણ માટે ‘નામ’ની જરૂર પડી અને એ જમાઅતનું નામ ‘અહલે હદીષ’રાખ્યું એટલે કે કુરઆન અને હદીષ ઉપર જ ચાલવવાળી જમાઅત. એમ પણ અહલે હદીષો કુરઆન અને હદીષના ફરમાન મુજબ ચાલતા હતા અને ચાલવાનું કહે છે. આ ‘અહલે હદીષ’ નામ આજનું નથી બલ્કે એ નામ તો સહાબા (રઝિ.)ના જમાનાથી છે.

(૧) અબૂ હુરયરહ (રઝિ.) કહે છે કે દુનિયામાં સૌથી પહેલો ‘અહલે હદીષ’ હું છું. તેમની વફાત હિ. ૫૭માં થઈ. (તારીખે બગદાદ જિ.-૯) પા.-૪૬૭, તઝકિરતુલ હુફ્ફાઝ જિ.૧, પા.-૨૯, અલઈસાબા જિ-૪, પા.-૨૦૪)

(૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રઝિ.)ને પણ અહલે હદીષ કહેવામાં આવ્યા છે. જેમની વફાત હિ.૬૮માં થઈ. (તારીખે બગદાદ જિ.૩, પા.-૨૨૭, તારીખે બગદાદ પા.૧૫૪)

(૩) હઝરત અબૂ સઈદ ખુદરી (રઝિ.) એ તાબેઈ લોકોને કહ્યું કે અમારા પછી તમે જ અહલે હદીષ છો. (કિતાબુશ્શર્ફ લિલખતીબ પા.-૨૧)

(૪) ઈમામ શોઅબી (રહ.) જે મશહુર તાબેઈ છે તેમણે ૫૦૦ સહાબા (રઝિ.) ને જોયા અને બધાને ‘અહલે હદીષ’ નામથી યાદ કર્યા. (તઝકિરતુલ હુફ્ફાઝ જિ.૧, પા.-૭૨)

(૫) શયખ અ.કાદિર જીલાની (રહ.)પોતાની કિતાબ ‘ગુનયતુત્તાલિબીન’ ઉર્દૂ તરજુમા પા.-૯૪ ઉપર લખે છે કે ‘એ વાત પણ યાદ રાખો કે અહલે બિદઅત (દીનમાં સુન્નતની વિરૂદ્ધ કામ કરવાવાળા) ની કેટલીક નિશાનીઓ છે જેનાથી તેમને ઓળખી શકાય છે. ‘અહલે બિદઅત’, ‘અહલે હદીષ’ની ગીબત (પીઠ પાછળ જૂઠી વાતો બનાવવી) કરે છે. અને ‘ઝન્દીક’ની ઓળખાણ એ છે કે તે અહલે હદીષને ‘મુજબ્બરહ’ કહે છે. અને જહેમીયાની નિશાની એ છે કે તે અહલે હદીષનું નામ ‘મુશબ્બહ’ રાખે છે. અને ‘રાફઝી’ અહલે હદીષોને ‘નાસબીયા’ના નામથી યાદ કરે છે. અને આ લોકો આ બધું એટલા માટે કરે છે કે તેમને ‘અહલે

સુન્નત'થી હસદ અને દુશ્મની છે. અને 'અહલે સુન્નત'નું માત્ર એક જ નામ છે એટલે 'અહલે હદીષ' આના સિવાય તેઓનું કોઈ બીજું નામ નથી.' પીરાને પીર હઝરત અ.કાદિર જીલાની (રહ.)ના ઉપરના કહેવા મુજબ મુફતી અબ્દુર્રહીમ લાજપુરી સાહેબનો કયા ફિરકામાં શુમાર થઈ શકે તે અલ્લાહ જાણે કેમ કે તેઓને પણ અહલે હદીષોથી જલન, હસદ, અદાવત અને દુશ્મની છે. તઅજ્જુબ એ છે કે તેઓ પોતાના ફતવામાં લખે છે અહલે હદીષો અહલે સુન્નત વલ જમાઅતથી ખારિજ (બહાર) છે.

**ઉલઝા હય પૈર યારકા ઝુલ્ફે દરાઝમેં,**
**લો આપ અપને દામમેં સૈયાદ આ ગયા.**

(૬) હનફી મઝહબની મશહુર કિતાબ હિદાયા જિ.૧, પા. ૫૩૮ ઉપર લખે છે કે 'ઈજમાઅ હય કે 'અહલે હદીષ' અહલે સુન્નત વલ જમાઅતમેં સે હેં ઓર હક પર હેં. ઉનકી ઈકતિદા હનફી કો જાઈઝ હય.'

(૭) ઈમામ અબૂ હનીફા (રહ.) ફરમાવે છે કે જ્યારે સહીહ (સાચી) હદીષ મળી જાય તો તેજ મારો મઝહબ છે. (મુકદમા આલમગીરી જિ.૧, પા.-૪૧) અને શરવહકાયા પા. ૯ ઉપર ફરમાવે છે કે સહીહ હદીષના સામે મારા કૌલને છોડી દો.

હદ થઈ ગઈ મવલાના અ.રહીમ લાજપુરી સાહેબ પોતાના મઝહબની કિતાબ અને તેઓ જેની તકલીદ કરે છે તે ઈમામની વાતને પણ માનતા નથી. એટલું બધું તેઓ 'અહલે હદીષો'ની દુશ્મનાવટમાં ચકચૂર થઈ ગયા છે ? ઉપર મુજબના ઈમામ સાહેબના કૌલથી સાબિત થઈ ગયું કે તેઓ મુકલ્લિદ ન હતા બલ્કે પાકા 'અહલે હદીષ' હતા.

(૮) હનફી મઝહબની કિતાબ દુર્રે મુખ્તાર જિ-૧, પા.-૩૨ ઉપર છે કે 'અઈમ્મ એ અરબઅ (ચારેય ઈમામો) કોઈના મુકલ્લિદ ન હતા.' જ્યારે તેઓ મુકલ્લિદ ન હતા તો તેનો મતલબ એ જ કે તેઓ પાકા 'અહલે હદીષ' હતા.

મૌલાના મુફતી સાહેબ પોતાના ફત્વામાં ચારેય ઈમામો તથા ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ, ઈમામ તિરમિઝી, ઈમામ અબુદાવૂદ વિગેરને મુકલ્લિદ લખે છે જોકે તેમણેએ માટેનો હવાલો પણ કોઈ નથી આપ્યો, એને સાચું કોણ કહે?

આ તકલીદવાળાઓએ પોતાના મઝહબોની બુનિયાદ (જડ) પોત-પોતાના ઈમામોના કૌલને ઠેરવી છે અને તે કૌલોને સાચા સાબિત કરવા કુરઆન

શરીફ અને હદીષે રસુલ (સ.અ.વ.)ની તરફ રજૂ કરે છે. અગર કુરઆન અને અહાદીસ તેમના કૌલની વિરૂદ્ધ હોય તો કુરઆન તથા હદીષોના મતલબને માત્ર ઉલટફેરથી રદ નથી કરતા બલ્કે તેઓને કમઝોર અને રદ કરવા માટે પૂરા મગજની તાકાત કામે લગાડાય છે અફસોસ ! સદ અફસોસ !

**કુરઆં કો બાગીચએ તઅવીલ બનાકર,**

**ચાહે તો ખુદ એક તાઝાહ શરીઅત કરે ઈજાદ.**

**કયસી ઉમ્મત હય કે ઇરશાદે નબવી સુનકર કહે,**

**મૈં તો હનફી હું, ન માનુંગા યે ફરમાને હદીષ.**

અહલે હદીષોનો એક ખાસ કાયદો છે કે તેઓ કુરઆની આયતોને અને નબી (સ.અ.વ.)ની હદીષોને ઈમામોના કૌલો વગેરે ઉપર પહેલી પસંદગી આપે છે. જો ઈમામોના કૌલ વિગેરે કુરઆન અને હદીષોને મળતા હોય તો તેઓ તેવા કૌલોને માની લે છે, અને વિરૂદ્ધમાં હોય તો તેવા કૌલોને છોડી દે છે કારણ કે ઈમામો પોતાની ભરપૂર ખૂબીઓ છતાં તેઓ ભૂલ અને ગલતીઓથી પાક ન હતા. અને ઈમામોએ પણ આમજ કહ્યું છે.

અમો અહલે હદીષો દીનના તમામ ઈમામો ખાસ કરીને ચારેય ઈમામો, મુહદ્દિસીને કિરામ, અવલિયાએ કિરામ તેમજ દીનમાં ઈજતિહાદ કરવાવાળોની તેઓ તમામના દીને ઈસ્લામની તરફ મજબૂત લગાવના કારણે સાચા દિલથી તેમની ઈજ્જત કરીએ છીએ. અમો તમામ અમ્બિયાએ કિરામની બેઈજ્જતીને કુફ્ર અને બુઝુર્ગાને દીનની બેઈજ્જતીને ગુનોહ સમજીએ છીએ.

## તલાકનો મસ્અલો

મવલાના અબ્દુર્રહમાન લાજપુરી સાહેબ પોતાના ત્રણ તલાકના ફત્વામાં લખે છે કે એક સામટી ત્રણ તલાક કુરઆન અને હદીષોના ફરમાન મુજબ ત્રણ જ ગણાય છે, અને તે મુજબ તલાક થઈ જાય છે અને તેના ઉપર બધાનો 'ઈજમાઅ' છે. તેઓ આગળ લખે છે કે ગૈર મુકલ્લિદોનો ઈલ્મ અધૂરો છે. તેઓને તલાકના વિષેનું શું ઈલ્મ ? ખેર આ એમનું કહેવું છે જે ચાહે તે કહી શકે છે.

## હર મુદઇ કે વાસ્તે દારો રસન કહાં

હવે અમો કુરઆન શરીફ અને હદીષ શરીફ તથા બુઝુર્ગોના કૌલથી તલાક બાબત શરીઅતનો શું હુકમ છે ? શું એક મજલિસની ત્રણ તલાકને ત્રણ તલાક ગણવાનો કે એક તલાક ગણવાનો હુકમ છે ? તે વર્ણવીશું અને વાંચકોને સંપૂર્ણપણે (ઈન્શાઅલ્લાહ) કુરઆન તથા હદીષની દલીલોથી સાબિત કરાવી દઈશું કે શરીઅતમાં ત્રણ એક સામટી તલાકને માત્ર એકજ તલાક ગણવાનો હુકમ છે.

કુરઆન શરીફમાં **"અત્તલાકુ મર્રતાનિ ફ ઇમસાકુમ બિ મઅરૂફિન અવ તસરીહુમ બિ ઇહસાન"** (સુરએ બકરહ આયત ૨૨૯) અલ્લાહ તઆલા ફરમાવે છે કે તલાક બે વખત છે, પછી તમો યા તો ખૂબીની સાથે રજૂ કરી લો, અગર ભલાઈની સાથે (ત્રીજી તલાક આપી) છોડી દો.

ઉપરોક્ત આયતે શરીફા સાફ બતાવે છે તલાક એક જ સમયમાં થઈ જતી નથી પરંતુ તે એક પછી એક, એમ ત્રણ વખત આપવાથી થાય છે. આ આયતથી સાબિત થાય છે  કે તલાક આપનારને તલાક રજૂ કરવાનો બે તલાક સુધી હક છે. ત્યાં સુધી તે રજૂ કરી શકે છે. પછી ત્રીજી તલાક આપ્યા પછી તે હક જતો રહે છે અને તેને પત્નીને છોડી દેવી પડે છે.

ઈમામ ઈબ્ને તયમિયાહ (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ એમ નથી ફરમાવ્યું કે તલાક એક મજલિસમાં બે વખત કહીને બે ગણાય. હવે જે કોઈ પોતાની પત્નીને એમ કહે કે તને બે તલાક, યા દસ તલાક, યા હઝાર તલાક આપી તો તે બધી એક જ ગણાશે. (ફતાવા ઈબ્ને તયમિયહ જિ-૩, પા.-૪૭)

હાફિઝ ઈબ્નુલ કય્યિમ (રહ.) ફરમાવે છે કે અરબી લુગાત (ડીક્ષનરી) અને દુનિયાની બીજી ભાષાઓમાં શબ્દ 'મર્રતાન'નો અર્થ એક વખત, પછી બજી વખત, થાય છે ન કે એક સાથે બે વખત.

**કુરઆન શરીફમાં આવા મતલબની બીજી આયતો પણ છે જેમ કે 'સનુઅઝ્ઝિબુહુમ મર્રતયનિ'** (પારા-૧૧, આ-૧૦૧)

'અવલા યરવન અન્નહુમ યુફતનૂન ફી કુલ્લિ આમિમ મર્રતન અવ મર્રતયનિ' (સુરએ તવબા આ-૧૨૬)

'યા અઈયુહલ્લઝીન આમનુ લિયસ્તઅ્ઝિન્ કુમુલ્લઝીન મલકત અયમાનુકુમ વલ્લઝીન લમ યબલુગુલ્ હુલુમ મિનકુમ સલાસ મરરાતિન'

(સુરએ નૂર પારા-૧૮, આ-૫૮)

ઉપરોક્ત ત્રણેય આયાતે શરીફમાં 'મર્રત' બાદ 'મર્રત'નું સાફ મતલબ એ જ થાય છે કે એક વખત પછી બીજી વખત એટલે કે જુદા જુદા સમયમાં જરૂરી છે. 'સલામુ મરતાન'નો મતલબ પણ અલગ અલગ ત્રણ સમયમાં થાય છે ન કે એક વખતમાં ત્રણ વખતની ગણત્રી કરી લેવાય. જેનાથી સાબિત થાય છે કે શબ્દ 'મર્રતાન'માં જુદા જુદા સમયનો અર્થ છે.

ઈમામ રાઝી (રહ.) ફરમાવે છે કે તલ્લિકુ મર્રતયનિ, યાની 'દફઅતયનિ' મતલબ બે સમયમાં બે તલાક આપો.

(અત્તફસીરૂલ કબીર જિ.૧, પા.-૨૬)

હનફી મઝહબના મશહુર આલિમ મવલાના અશરફઅલી થાનવી (રહ.) ના ઉસ્તાદ મવલાના શયખ મુહમ્મદ થાનવી (રહ.) પણ લખે છે કે આ આયતનો મતલબ એ છે કે એક તલાક પછી બીજી તલાક આપી શકાય. તે એના માટે કે શરીઅતની તલાક એ છે કે જે જુદા જુદા સમય પર જુદા જુદા તોહરોં (પાકીના સમય)માં આપી શકાય છે. ન કે એક મજલિસમાં ત્રણ વખત. (હાશિયા નસઈ શરીફ જિ.૨, પા.૨૯)

શબ્દ 'મર્રતાન'નો તરજુમો (ખુલાસો) અલ્લામા અબુલ બરકાત અબ્દુલ્લાહ બિન અહમદ નસફીએ મદારિકુત્તનઝીલ જિ.૨, પા. ૧૯૨માં અને ઈમામ બયઝાવીએ પોતાની તફસીર જિ.૧, પા.-૧૫૦માં તેમજ મવલાના કાઝી સનાઉલ્લાહ પાનીપતીએ તફસીર મઝહરી જિ.૧, પા.-૧૩૫ પર પણ આજ પ્રમાણે કર્યો છે.

મવલાના અનવર શાહ હનફી કાશ્મીરી (રહ.) લખે છે કે આ બધી દલીલોથી સાબિત થઈ ગયું કે શબ્દ 'મર્રતાન'નો અર્થ 'મર્રતન' બાદ મર્રતન. યાને એક વખત બાદ બીજી વખત જુદા જુદા સમયમાં તલાક આપવી. (ફયઝુલબારી જિ.૪, પા.૩૧૧)

શરીઅતમાં લઆનને માટે ચાર કસમોને (સોગંદ) જરૂરી બતાવવામાં આવ્યું છે. પરંતુ જો આ ચાર કસમોને કોઈ એક જ વખતમાં ખાઈ લે તો ફુકહા તેને માનતા નથી, તેઓ ચાર કસમોને જુદી જુદી આવી પડશે એમ કહે છે. પરંતુ તલાકના મામલામાં તેઓ એક સામટી ત્રણ તલાકને ત્રણ ગણી લે છે અને તેને

એક ગણતા નથી આ કેવો ઈન્સાફ ? જ્યારે શરીઅત ત્રણ જુદી જુદી તલાકોને જાઈઝ ઠેરવે છે. અને સામટી ત્રણ તલાકને નાજાઈઝ ઠેરવે છે. હજના મોકા પર શયતાનને એક એક કરીને સાત કાંકરીઓ મારવાનો શરીઅતમાં હુકમ છે. અગર કોઈ એક સાથે સાત કાંકરીઓ મારશે તો એક જ ગણાશે. ત્યાં આ લોકો કેમ સાત એક સામટી કાંકરીઓ મારતા નથી કે મારવાનું કહેતા નથી ? અગર કોઈ રસુલ (સ.અ.વ.) ઉપર એક લાખ દરૂદ પઢવા માટે એમ કહે કે 'રસુલ (સ.અ.વ.) ઉપર એક લાખ દરૂદ પહોંચે.' તો શું તેના એક લાખ દરૂદ પહોંચી જશે ? હરગિઝ નહિ. તેને એક લાખ વખત જુદા જુદા પઢવા પડશે. એવી જ રીતે અગર કોઈ તસ્બીહ માટે એમ કહે છે કે 'સુબ્હાનલ્લાહ ૩૩ વખત, અલહમ્દુલિલ્લાહ ૩૩ વખત, અને ૩૪ વખત અલ્લાહપ અકબર' કહીને બેસી રહે તો શું તેની તસ્બીહ બરાબર છે ? તસ્બીહનો સવાબ તેને મળશે ? હરગિઝ નહિ. તેને બધા અલ્ફાઝ (શબ્દો) જુદા જુદા તેની સંખ્યામાં પઢવા પડશે ત્યારે જ તસ્બીહ પૂરી ગણાશે. આજ મતલબ શબ્દ 'મર્રતાન'નો છે કે એક વખત બાદ બીજી વખત જુદા જુદા સમયમાં શું આટલી સીધી સરળ વાત પણ ધ્યાનમાં નથી આવતી ? ધ્યાનમાં તો જરૂર આવે છે પરંતુ 'હઠધર્મી' અને 'આર' (નાનમ) માનવાનું ના કહે છે.

## ત્રણ તલાક બાબત હદીષોની ચર્ચા

(૧) મવલાના લાજપુરીસાહેબે પોતાની ત્રણ તલાકના ફત્વાની બુક પાના (૧૩) ઉપર બુખારી શરીફ ભાગ-૨, પા.-૭૯૧ ની હદીષ લખી છે અને ત્રણ તલાક એક સામટીને જાઈઝ ઠેરવી છે. હઝરત ઉવેમિર (રઝિ.) એ પોતાની પત્નીને લઆનથી ફારિગ થઈ આપ (સ.અ.વ.)ની મવજુદગીમાં સામટી ત્રણ તલાકો આપી દીધી. 'ફતલ્લકહા સલાસન' ઉપરોક્ત હદીષથી એક મજલિસામાં ત્રણ તલાક સામટીની દલીલ પકડવું ખોટું છે કારણ કે હઝરત ઉવેમિર (રઝિ.) અને પત્નીની જુદાઈ 'લઆન'ની સબબથી થઈ જ ગઈ હતી, પછી તલાક આપવાનું કોઈ જરૂરી ન હતું કારણ કે 'લઆન' પછી પત્ની હંમેશાને માટે હરામ થઈ જાય છે. અને તેથી જ રસુલ (સ.અ.વ.) એ પણ આ કિસ્સા પર કાંઈ કહ્યું નહિ. વધુમાં મજકુર હદીષમાં એવી કોઈ દલીલ નથી કે એક મજલિસમાં ત્રણ તલાક થઈ જાય છે.

(૨) બુખારી શરીફ કિતાબુત્તલાક જિ.૨, પા.-૭૯૧ ની હઝરત આયશા (રઝિ.) ની હદીષ મવલાના લાજપુરીએ પોતાની કિતાબના પાના નં. ૧૩-૧૪

ઉપર લખી છે. અને તે હદીષમાં 'તલાકે બત્તા' (જુદાઈ કરાવનારી તલાક) નું બ્યાન છે.

મજકુર હદીષમાં પણ એવી કોઈ દલીલ સાબિત થતી નથી કે 'એક સામટી ત્રણ તલાક' આપવામાં આવી હતી. અને આજ હદીષ સહીહ મુસ્લિમ શરીફ બાબુત્તલાકમાં પણ છે જેમાં 'ફતલ્લકહા આખર સલાસ તત્લીકાત' છે. એટલે કે તેમણે પત્નીને ત્રણ તલાકોમાંની આખરી (છેલ્લી) તલાક આપી મતલબ કે છેલ્લી તલાક જે બાકી હતી તે આપી દીધી. આ હદીષથી સ્પષ્ટ થાય છે કે મઝકુર તલાકો ત્રણ જુદા જુદા તોહરમાં અપાઈ હતી અને બુખારી શરીફની હદીષનો પણ એજ મતલબ થાય છે કે તે ત્રણ તલાકો જુદી હતી. બુખારીની હદીષ બાબત અલ્લામા ઈબ્ને હજર ફતહુલબારી જિ.૭, પા.-૩૮૬ પર લખે છે કે 'આ હદીષથી ત્રણ સામટી તલાકની દલીલ પકડવું ખરૂં નથી' વધુમાં મઝકુર હઝરત આયશા (રઝિ.) ની હદીષમાં 'તલ્લક ઈમરતઅન્હુ સલાસન'થી એક સમાટી ત્રણ તલાકની જે દલીલ પકડી છે એના કરતાં તો ત્રણ જુદી જુદી તલાકોની દલીલ ઘણી જોરદાર છે. કારણ કે એમાં 'એક સામટી'ના કોઈ શબ્દ નથી. ફક્ત 'ત્રણ તલાક'નો ઝિકર છે કિતાબુલ અદબમાં પણ આ હદીષ બાબત સાફ ખૂલાસો છે કે મજકુર ત્રણ તલાકો જુદા જુદા વખતમાં આપવામાં આવી હતી. જેમ કે હાફિઝ સાહબ (રહ.) ફતહુલબારી જિ.૯, પા.-૩૨૧ માં બયાન કરે છે. તેમજ જલ્દી કિતાબુલ અદબમાં બીજા તરીકાથી આ વાત આવશે કે તેમની પત્નીએ કહ્યું કે 'મને ત્રણ તલાકોમાંથી આ છેલ્લી તલાક આપી.'

(૩) લાજપુરી સાહેબ બુક પા.-૧૪-૧૫ ઉપર હઝરત રૂકાનહ (રઝિ.)ની હદીષ લખી છે કે હઝરત રૂકાનાહ (રઝિ.) એ પોતાની ઔરતને 'અલ્બત્તહ'ના શબ્દથી (તલાક) આપી જેમાં એકથી ત્રણ તલાકનો સમાવેશ થાય છે. પછી હઝરત રૂકાનાહ (રઝિ.) આપ (સ.અ.વ.)ની પાસે હાજર થયા અને અર્ઝ કરી 'ખુદાની કસમ મારી નિય્યત એક જ તલાકની હતી.' આપ (સ.અ.વ.) એ ફરી કસમ આપી, ખુદાની કસમ તારી નિય્યત એકની જ હતી ? જવાબમાં હઝરત રૂકાનાહ (રઝિ.) અર્ઝ કરી કે ખુદાની કસમ મારી નિય્યત એકની જ હતી. ત્યાર પછી આ (સ.અ.વ.) એ હઝરત રૂકાનાહ (રઝિ.)ની ઔરતને તેમની તરફ લોટાવી દીધી. (અબુદાવૂદ, ઈબ્ને માજા, બુલુગુલ મરામ, મિશ્કાત)

મજકુર હદીષથી લાજપુરી સાહેબે એ નતીજો કાઢ્યો છે કે એક મજલિસની ત્રણ તલાક થઈ જાય છે કારણ કે રૂકાનાહ (રઝિ.)ને કસમો ખડવાવવાની શું જરૂર હતી ?

એના જવાબમાં લખવાનું કે મજકુર હદીષ બહુ જ ઝઈફ અને રદ થવાને પાત્ર છે. ઈમામ બુખારી (રહ.) એ આ હદીષને ઝઈફ ઠેરવી છે. (અત્તારીખુલ કબીર જિ.૩, પા.-૩૦૧)

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)એ આ હદીષને તમામ તરીકાથી ઝઈફ બતાવી છે અને ફરમાવ્યું કે 'આ હદીષ કંઈ જ નથી તેમજ સાબિત પણ નથી.' (ઈગાસતુલ લહફાન જિ.૧, પા.-૩૧૫)

(૪) મવલાના લાજપુરી સાહેબે પોતાની ફત્વાની બુક પા.-૯ ઉપર ઉબાદહ બિન સામિત (રઝિ.)ની હદીષ લખી છે તે હદ દરજાની ઝઈફ છે, આ હદીષના પહેલા રાવી યાહ્યા બિન અલઉલાઅ બાબત નાકેદીન (હદીષશાસ્ત્રીઓ)ની શું રાય છે તે જુઓ. ઈબ્ને હઝમ ફરમાવે છે કે યાહ્યા બિન અલઉલાઅ મજબૂત રાવી નથી. બીજા રાવી ઉબેદુલ્લાહ બિનવલીદ વસ્સાફીન ઈબ્ને હલાક કરનાર કહ્યું છે. ત્રીજા અને ચોથા રાવી ઈબ્રાહીમ અને દાઉદ બન્ને મજહુલ છે. ઈબ્ને હઝમે ઈબ્રાહીમને મજહુલ અને ઓળખાણ વગરના બતાવ્યા છે. (મહલ્લી જિ.૧, પા.-૧૯૧)

(૫) મવલાના લાજપુરી સાહેબે પોતાની બુક પા.૯, ઉપર નસઈ શરીફની હદીષમાં જણાવ્યું છે કે 'એક માણસે પોતાની પત્નીને એક સામટી ત્રણ તલાક આપી દીધી તો આપ (સ.અ.વ.)એ ગઝબનાક થઈ ફરમાવ્યું કે શું કિતાબુલ્લાહ સાથે રમત કરવામાં આવે છે ? હાલાંકે હું તમારી અંદર મવજૂદ છું.' આ હદીષના જવાબમાં લખવાનું કે આ હદીષમાં એક સામટી ત્રણ તલાક આપવાથી તલાક થઈ ગઈ એવો જરા પણ અર્થ નીકળતો નથી. ઉલ્ટું આથી આપ (સ.અ.વ.)ને ગુસ્સે થઈ ત્રણ તલાક સામટીના માટે એમ કહેવું પડ્યું કે તમો કિતાબુલ્લાહ સાથે રમત રમો છો ? મતલબ કિતાબુલ્લાહમાં ત્રણ તલાક જુદી જુદી કરી આપવાનો હુક્મ છે અને તમોએ ત્રણ સામટી આપી, કિતાબુલ્લાહ સાથે રમત રમી. જો ત્રણ તલાક એક સામટી જાઈઝ હોત તો પછી આપ (સ.અ.વ.)નું ગુસ્સે થવાનું શું કારણ ?

(૬) મજકુર ફતવાની બુક પા.-૧૦ ઉપર દાર કુત્ની વિગેરેની જે હદીષ લખી છે તેની સનદ ઘણી જ ઝઈફ (કમજોર) છે. ઈબ્ને અબી શયબા બયહકી

અને દાર કુત્નીએ હઝરત ઈબ્ને ઉમરની તલાક વિશેની હદીષ બાબત લખ્યું છે કે આ હદીષના રાવી શોએબ બિન અઝીક અને અતાઅ ખુરાસાની બન્ને ઝઈફ છે માટે આ હદીષ હુજ્જત (દલીલ) પકડવાને લાયક નથી.

(૭) મઝકુર ફત્વાની બુક પા.-૧૧ ઉપર બુખારી શરીફ ભાગ-૨, પારો-૨૨, પા.-૭૯૨ ની હઝરત ઈબ્ને ઉમર (રઝિ.)ની હદીષ લખી છે. અને એવી જ હદીષ ઈબ્ને ઉમર (રઝિ.)ની મુસ્લિમ શરીફ ભા-૧, પા.-૪૭૬ની નકલ કરી છે. આ બન્ને હદીષોમાં છે કે જ્યારે ઈબ્ને ઉમર (રઝિ.) ને એવા માણસ માટે પૂછવામાં આવતું કે જેણે ત્રણ તલાક આપી હોય તો આપ ફરમાવતા અગર તેણે એક તલાક આપી હોત તો રજૂ કરી શકાત. આપ (સ.અ.વ.)એ મને હુક્મ આપ્યો હતો કે અગર તેં ત્રણ તલાક આપી છે તો તે તારા ઉપર હરામ થઈ ગઈ. જ્યાં સુધી તે બીજા સાથે નિકાહ નહિ કરે, હલાલ થશે નહિ.

ઉપરોક્ત હદીષ સહીહ છે પરંતુ એમાં માત્ર ‘ત્રણ તલાક’નું જ વર્ણન છે. ‘એક સામટી ત્રણ તલાક’નું વર્ણન નથી. એટલે જ ઈમામ મુસ્લિમ (રહ.)એ આ હદીષને ‘તલાકુસ્સલાસ’ના બાબતમાં નથી લખી બલ્કે ‘તહરીમે તલાકે હાએઝ’ના બાબતમાં લખી છે. એટલે કે આ તલાક હૈઝની હાલતમાં અપાઈ હતી.

મવલાના અ.રહીમ લાજપુરી સાહેબે પોતાના ફતવાની બુકમાં તલાકની બાબતમાં મોટાભાટે ઝઈફ (કમજોર) હદીષોનો આશરો લીધો છે કોઈ હદીષ સહીહ છે તેમાં શબ્દ ‘તલ્લક સલાસન’ છે એટલે ત્રણ તલાક એમાં પૂરા ખુલાસાની સાથે ‘એક સામટી ત્રણ તલાક’ના શબ્દો નથી. અને મવલાનાએ ‘તલ્લક સલાસન’ના ખરા અર્થ ‘ત્રણ જુદી તલાક’ને નજર અંદાજ કરી ‘એક સામટી ત્રણ તલાક’નો અર્થ કરી લોકોને છેતરવાની કોશીશ કરી છે. હમણાં સુધી અમોએ મવલાનાએ ત્રણ તલાકો સામટી આપવાથી તલાક થઈ જાય છે, તેને રજૂ કરેલી હદીષોનો ખરો ભાવાર્થ આપી એ સાબિત કર્યું છે કે ત્રણ તલાકો સામટી આપવાથી માત્ર એકજ તલાક પડે છે, ન કે ત્રણ તલાક. હવે અમો આગળ સહીહ હદીષોથી એ સાબિત કરી બતાવીશું ‘તલ્લક સલાસન’નો અર્થ માત્ર ત્રણ જુદી જુદી તલાકનો થાય છે.

કુરઆન શરીફ સુરએ તલાક આયત-૧ માં અલ્લાહ તઆલા ફરમાવે છે, **‘યા અઈયુહન્નબીય્યુ ઇઝા તલ્લક તુમુનનાસાઅ ફતલ્લિકુહુન્ન લિઇદ્દતિહિન્ન વ અહસુલ ઇદ્દત’** મતલબ ‘અય નબી (સ.અ.વ.) જ્યારે તમો પત્નીઓને તલાક આપો તો ઈદ્દતને માટે તલાક આપો અને ઈદ્દતની ગણત્રી

રાખો.' ઈદ્દતની ગણત્રી રાખવાનો અર્થ એ થાય છે કે જ્યારે તલાક આપો ત્યારથી ઈદ્દતની શરૂઆત થાય અને ત્રણ ઈદ્દતમાં તે પૂરી થાય. જો કોઈ પોતાની પત્નીને એક સામટી ત્રણ તલાક આપી દે તો તે ઈદ્દતની ગણત્રી કેવી રીતે રાખશે ? એક ઈદ્દત ગણાશે અને બીજી તથા ત્રીજી તો ગણાશે જ નહિ જો કે દરેક તલાકને માટે ઈદ્દતની ગણત્રી રાખવાનો હુક્મ છે અને જેણે એક સામટી ત્રણ તલાક આપી તેને ત્રણ શુમાર (ગણી) કરી લીધી તો તેણે ખુલ્લમખુલ્લા આ કુરઆની આયતનો ઈનકાર કર્યો કહેવાય.

ઈદ્દતની ગણત્રી રાખવાના કુરઆન શરીફના આ હુક્મમા તલાક આપનાર માટે એક ઘણો જ મોટો ફાયદો એ છે કે ઈદ્દતની અંદર પોતાની તલાકને રજૂ કરી શકે છે. સુરએ બકરહ આયત ૨૩૧માં અલ્લાહ તઆલા ફરમાવે છે કે 'જ્યારે તમો તમારી પત્નીઓને તલાક આપો અને તેમની ઈદ્દત પૂરી થઈ જાય તો તમે સારા તરીકાથી તેને (પત્નીને) રોકી લો, (રજૂ કરો) યા તો પછી ભલાઈની સાથે તેને છોડી દો.'

ઘણા કિસ્સાઓમાં તલાક આપ્યા પછી મર્દને પોતાની કરેલી ભૂલ માટે અફસોસ થાય છે. અને કેટલાક કિસ્સાઓમાં પોતાની પત્નીની ભૂલ પર પણ તલાક આપ્યા પછી તે મર્દને અફસોસ થાય છે અને આ અફસોસ તથા નારાઝગી માટેનો ઈલાજ તે શોધે છે. અને તેવા વખતે આ ઈદ્દતની ગણત્રી તેને તેની નારાઝગી, ભૂલનો ઈલાજ કરવા પ્રેરણા આપે છે. અને એ માટે અલ્લાહ તઆલા ફરમાવે છે કે 'લા તદરી લઅલ્લાહુ યુહદિસુ બઅ્દ ઝાલિક અમરા' અર્થાત તમો નથી જાણતા કે એના પછી (તલાક આપ્યા પછી) અલ્લાહ તઆલા તમારા માટે મેળાપનો કોઈ રસ્તો કાઢી આપે.

## ત્રણ એક સામટી તલાકને એક ગણવાનો સહી હદીષોથી સબૂત

(૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) ફરમાવે છે કે રસુલ (સ.અ.વ.) ના જમાનામાં અને હઝરત અબૂબકર (રઝિ.)ના જમાનામાં તેમજ હઝરત ઉમર (રઝિ.)ની ખિલાફતમાં બે વરસ સુધી ત્રણ તલાકોને એક જ ગણવામાં આવતી હતી. પછી હઝરત ઉમર (રઝિ.)એ કહ્યું કે લોકો તલાકના મામલામાં જલ્દી કરે છે. જો કે તેઓને એ માટે ઢીલ અને આસાની આપવામાં આવી હતી તો સારૂં છે હું પણ તે બધીને (ત્રણે તલાકોને) તેમના ઉપર જારી કરી દઉં અને પછી તેમણે ત્રણે

તલાકોને જારી કરી દીધી. (મુસ્લિમ શરીફ જિ.૬, પા.-૩૯૧, મુસ્નદે અહમદ જિ.૧, પા.૩૧૪, દાર કુત્ની જિ.૪, પા.-૪૬, હાકિમ જિ-૨, પા.-૧૯૪, તહાવી જિ.૨, પા.-૩૨, બયહકી જિ.૭, પા.-૩૩૬)

ઉપરની હઝરત અબ્બાસ (રઝિ.)ની હદીષમાં તલાક માટે બે હુકમો છે. એક રસુલ (સ.અ.વ.)નો જમાનો, અબૂબકર સીદીક (રઝિ.)નો જમાનો અને હઝરત ઉમર (રઝિ.)ના જમાનાના શરૂઆતના બે વરસ કે જેમાં ત્રણ તલાકોને એક ગણાતી હતી તે શરઈ હુક્મ છે. અને બીજો હુક્મ હઝરત ઉમર (રઝિ.)ના ખિલાફતના બે વરસ પછીનો હુક્મ કે જેમાં તેમણે ત્રણે તલાકને જારી કરી દીધી તે પોતાનો સિયાસી (રાજદ્વારી) હુક્મ ગણાય અને આ બાબતમાં ઘણા સહાબીઓ તથા તાબેઈનોએ ચૂપકીદી ઈખ્ત્યાર કરી, કારણ કે તેઓ ખલીફાએ આ હુક્મ પોતાના કોઈ રાઝ, હિકમતને માટે કર્યું છે એમ સમજતા હતા. તે છતાં હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) ત્રણ તલાકોને એક જ રજઈ તલાક ગણવાનો ફતવો આપે છે. એવી રીતે હઝરત ઝુબેર બિન અવ્વામ (રઝિ.), અબ્દુર્રહમાન બિન ઔફ (રઝિ.) તેમજ તાબેઈનમાં હઝરત ઈકરમા અને તાઉસનો પણ એજ અમલ હતો તેમજ તબઅતાબેઈનમાં મુહમ્મદ બિન ઈસ્હાક, ખલ્લાસ બિન અમર, હારિસ અને તેમના પછી દાઉદ બિન અલી તેમના શાગિર્દો અને ઈમામ માલિકના પછી ઈમામ ઈસ્હાક તેમજ કેટલાક હનફીઓ તેમજ ઈમામ અહમદના શાગિર્દો વિગેરે ત્રણ તલાકોને એકજ રજઈ ગણીને રજૂ કરવાનો ફત્વો આપતા હતા.

એવી રીતે એક મજલિસની ત્રણ તલાકોને એક રજઈ ગણવાનો ઉમ્મતનો ઈજમાઅ પહેલેથી હતો, જે કિતાબુલ્લાહ અને ફરમાને રસુલ (સ.અ.વ.)ના મુતાબિક હતો. એની વિરૂદ્ધ ઉમ્મતનો કોઈ ઈજમાઅ સાબિત નથી અને હઝરત ઉમર (રઝિ.)ના એક રાજદ્વારી તથા સજાના રૂપી કરેલા હુક્મને કેવી રીતે ઈજમાઅ કહેવાય જ્યારે ઘણા સહાબીઓ તે વખત બે હજાર માઈલ ઉપર જિહાદ પર હતા અને તેમને આ ફત્વાની ખબર પણ ન હતી અને તેઓ પહેલાના ઈજમાઅ પર જ કાયમ હતા.

ખરી રીતે તકલીદી બુરખો કાઢીને ઈન્સાફની નઝરથી જોઈએ તો હઝરત ઉમર (રઝિ.)નો આ ફતવાથી લોકોને કિતાબુલ્લાહ તેમજ સુન્નતે રસુલ (સ.અ.વ.)ની તઅલીમ આપવાનો ધ્યેય હતો. આ પણ હઝરત ઉમર (રઝિ.)ની સાફદિલી હતી અને લોકો પર ત્રણ તલાક સામટીને 'તલાક' ગણી લેવાનો હુક્મ એ માટે કર્યો કે લોકો આ સખ્તી અને સજાથી ત્રણ તલાક સામટી આપવાથી અટકી

જાય અને શરીઅતના કાનૂન પ્રમાણે ત્રણ જુદુ જુદા તોહરમાં તલાક આપીને ઈસ્લામે રજૂ કરવના હકનો ફાયદો ઉઠાવે. શું કોઈ સાચો મુઅમિન એમ વિચારી શકે કે દિલમાં પણ લાવી શકે કે હઝરત ઉમર (રઝિ.) કિતાબુલ્લાહ અને સહીહ હદીષનો વિરોધ કરે ? હરગીઝ નહિં. હઝરત ઉમર (રઝિ.)તો કુરઆન શરીફ અને સહીહ હદીષો પર ચુસ્ત અમલ કરનારા હતા. તેમ છતાં દરેક ઉમ્મતીનો એ ફર્ઝ છે કે જ્યારે કિતાબુલ્લાહ અથવા રસુલ (સ.અ.વ.)નું કોઈ ફરમાન આવે તો વગર આનાકાનીએ તેને સ્વીકારી લે.

હઝરત ઉમર (રઝિ.)નો રાજદ્વારી તેમજ સજાના હેતુસર આ તલાકનો એકજ હુક્મ નથી બલ્કે રાજદ્વારી અને સજાના તરીકા પર તેમણે બીજા પણ હુક્મો જારી કર્યા હતા જેમ કે.

(૧) હઝરત કતાદહ (રઝિ.) કહે છે કે એક ઔરતે પોતાના ગુલામને હમબિસ્તરી માટે મુકર્રર કરી લીધો હતો. તો હઝરત ઉમર (રઝિ.) એ કહ્યું કે કોઈ વાંધો નથી. હું તારા માટે હવે કોઈ બાજા આઝાદને હલાલ ન કરીશ. મતલબ તું હવે કોઈ આઝાદ સાથે નિકાહ કરી શકતી નથી. હઝરત ઉમર (રઝિ.)એ તે ઔરતને આ સજા આપી. (કન્ઝુલ ઉમ્માલ જિ.૨, પા.-૪૦૬)

એનાથી સાબિત થાય છે કે હઝરત ઉમર (રઝિ.) એ શરીઅતનો એક જાઈઝ હુક્મ કે 'આઝાદની સાથે નિકાહ હલાલ છે.' તેને હરામ કરી દીધો. આ હુક્મ તે સ્ત્રીને સજા રૂપે હતો.

બીજો દાખલો : હઝરત હસન બસરી (રહ.) કહે છે કે હઝરત ઉમર (રઝિ.)ની પાસે એક ઔરતને લાવવામાં આવી જેણે પોતાના ગુલામ સાથે નિકાહ કરી લીધો હતો. તો હઝરત ઉમર (રઝિ.) એ તે બન્ને વચ્ચે જુદાઈ કરાવી દીધી અને તે ઔરતને સજા રૂપે કોઈ બીજા ધણી સાથે નિકાહ કરવાની મનાઈ ફરમાવી (કન્ઝુલ ઉમ્માલ સુનન મુસઈદ ઈબ્ને મનસુર જિ.૧, પા.-૧૮૨, અબ્દુર્રઝાક જિ.૪, પા.-૬૬)

શરીઅતમાં ગુલામથી નિકાહ કરવાનું હરામ છે. અને તે ઔરતે શરીઅતની હદ તોડી તો તેને સજા તરીકે ગુલામ સિવાય બીજા આઝાદ મર્દથી નિકાહ જાઈઝ છે. તેને નાજાઈઝ ઠેરવી હરામ કરી દીધો. આ વખતે ઘણા સહાબીઓ હાજર હતા, છતાં હઝરત ઉમર (રઝિ.)ની સિયાસતને નજર સમક્ષ રાખી કોઈએ વિરોધ કર્યો નહિ.

હઝરત ઉમર (રઝિ.)ની સિયાસત (રાજકારણ)ની એવી બીજી પણ મિસાલો છે પરંતુ અમો અત્રે બેજ ઉપર બસ કરી છીએ.

હઝરત ઉમર (રઝિ.) એ 'સિયાસી' તેમજ 'સજા' તરીકે કરેલા શરીઅત વિરૂદ્ધના ફરમાનો બદલ તેઓએ આખરી સમયમાં પસ્તાવો તેમજ અફસોસ પણ વ્યક્ત કર્યો અને તે તમામ ફરમાનોથી રજૂ કર્યો તે માટેના પણ સબૂત છે. હાફિઝ અબૂબકર ઈસ્માઈલ (રહ.)એ કહ્યું કે મને જેટલો ત્રણ વાર પર પસ્તાવો અને અફસોસ થયો છે તેથી વધારે કોઈ વાત પર થયો નથી. તેમાંથી એક વાત, એક મજલિસની ત્રણ તલાકની હુરમતનો પણ છે (ઈગાસતુલ લહફાન જિ.૧, પા.-૩૩૬) હઝરત ઉમર (રઝિ.)ના પસ્તાવા તથા અફસોસથી જાહેર થાય છે કે તેમણે ત્રણ એક સામટી ત્રણ તલાકોને ત્રણ માનવાથી રજૂ કર્યો.

હઝરત ઉમર (રઝિ.) એ આ પોતાના ફરમાનો લોકોને નસીહત તથા સજાના માટે કર્યા હતા તેના પણ દાખલાઓ કિતાબોમાં છે.

(૧) હઝરત ઉમર (રઝિ.) પાસે જ્યારે કોઈ એવા માણસને લાવવામાં આવતો કે જેણે પોતાની પત્નીને એક સામટી ત્રણ તલાકો આપી દીધી હોય તો તેને પીઠ ઉપર ઘણી જ ભારે સજા કરતા. (તહાવી જિ.૨, પા.-૩૪)

(૨) હઝરત ઉમર (રઝિ.) એ હઝરત મૂસા અશઅરી (રઝિ.)ને લખ્યું કે મેં ઈરાદો કરી લીધો છે કે જે પોતાની પત્નીને એક મજલિસમાં ત્રણ તલાકો આપી હોય તો તેને એક જ તલાક ગણું. પરંતુ લોકો શરીઅત વિરૂદ્ધનું કામ કરે છે તે માટે જે કોઈ પોતાના માટે જે ચીઝને પસંદ કરે તો હું પણ તેને માટે તે ચીઝ જરૂરી કરી દઉં. અગર કોઈ પોતાની પત્નીને કહે કે તું મારા ઉપર હરામ છે તો હું પણ તેને હરામ કહી દઈશ, જો કોઈ કહે તું બાઈના છે તો તેના માટે બાઈના રહેશે. અને જો કોઈ કહે કે તને ત્રણ તલાક તો તેના માટે ત્રણ તલાક. (કન્ઝુલ ઉમ્માલ, જિ.૯, પા.-૪૦૧)

## હઝરત ઇબ્ને અબ્બાસ (રઝિ.)ના ફત્વાઓ

(૧) અબુદાવૂદ (રહ.)એ સહીહ સનદની સાથે ઈમામ બુખારી (રહ.)ની શર્ત પર હદીષ રિવાય કરી છે કે ઇબ્ને અબ્બાસ (રઝિ.) એ કહ્યું કે અગર કોઈ માણસ એક સાથે ત્રણ વખત કહે કે તને તલાક આપી તો તે એક તલાક ગણાશે.

(ઈગાસતુલ લહફાન જિ.૧, પા.-૩૨૨)

(૨) ઈબ્ને અબ્બાસ (રઝિ.)એ ફરમાવ્યું કે જ્યારે કોઈ માણસ પોતાની પત્નીને ત્રણ તલાકો આપે અને તે ત્રણ તલાકો એકઠી, એક સાથે ન આપે બલ્કે શરીઅતના તરીકા પર ત્રણ જુદી જુદી રીતે આપે તે ત્રણ ગણાશે. તેઓ એક સામટી ત્રણ તલાકોને એક સમજતા હતા. (અબ્દુર્રઝાક જિ.૬, પા.-૩૩૫)

(૩) હઝરત ઈકરમા (રઝિ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.)થી રિવાયત કરે છે કે અગર કોઈ માણસ એક સાથે ત્રણ વખત એમ કહે કે તને તલાક આપી તો તે તલાક એક જ ગણાશે. (અવનુલ મઅબૂદ, શરહ અબુદાવૂદ જિ.૨, પા.-૨૨૭)

મવલાના લાજપુરીએ પોતાની ત્રણ તલાકના ફત્વા વિષેની બુક પાના નં. ૧૭, ૧૮, ૧૯ અને ૨૦ ઉપર હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) ના ફત્વા, હદીષો રજૂ કરી છે. અને લોકોના મગજમાં એ ઠસાવવાની કોશિશ કરી છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) પણ એક સામટી ત્રણ તલાકોને ત્રણ જ ગણતા હતા. પરંતુ જેઓને શરીઅતનું થોડું ઘણું પણ ઈલ્મ છે અને જેમનામાં ઈન્સાફની ઝંખના છે. તેઓ અમારા ઉપર રજૂ કરેલા હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.)ના ફત્વા અને હદીષો વાંચે અને લાજપુરી સાહેબે રજૂ કરેલા ફત્વાઓ વાંચે અને ઈન્સાફ કરે. લાજપુરી સાહેબે જેટલા પણ ફત્વા રજૂ કરેલા છે તેમાં કેટલાક ૧૦૦ તલાક, કેટલાકમાં ૧૦૦૦ તલાકો અને ઘણામાં 'ત્રણ તલાક' બાબતના ફત્વાઓ છે, જેને હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) એ ત્રણ ગણી લીધા છે. અમોએ રજૂ કરેલા તેમના ફત્વાઓથી સાફ જાહેર થાય છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) ત્રણ એક સામટીને એકજ તલાક ગણતા હતા. અને જુદા જુદા સુન્નતના તરીકા પર અપાયેલી ત્રણ તલાકને ત્રણ ગણતા હતા. મવલાના લાજપુરીએ રજૂ કરેલા હઝરત ઈબ્ને અબ્બાસના ફત્વા જેમાં તેમણે ત્રણ તલાકને ત્રણ ગણી લીધી છે. તે દરેક ફત્વામાં માત્ર શબ્દ 'ત્રણ તલાક'નો જ છે. કોઈપણ ફત્વામાં કે હદીષમાં 'એક સામટી ત્રણ તલાક'નો શબ્દ નથી. એટલે સો ટકા એ પૂરવાર થાય છે તે તલાકો જેમને હઝરત ઈબ્ને અબ્બાસે (રઝિ.) ત્રણ ગણી છે તે ત્રણ તલાકો જુદા જુદા સમયે સુન્નતના તરીકા પર અપાઈ હતી. લાજપુરી સાહેબે માત્ર લોકોને ધોકો આપવા માટે 'ત્રણ તલાકો'ને 'એક સામટી ત્રણ તલાકો' બતાવી છે.

મવલાના લાજપુરી બુક પા. ૧૭ ઉપર લખે છે કે ગૈર મુકલ્લિદો હદીષ ઈબ્ને અબ્બાસ (રઝિ.)ના સહીહ મફહુમને સમજ્યા વગર પેશ કેર છે. અને

તમના સહીહ ફત્વાને નઝર અંદાઝ કરે છે. હવે કોણ સહીહ સમજદાર છે અને કોણ નઝર અંદાઝ કરે છે તેના માટે વાચકો ઈન્સાફ કરે.

(૩) અબુસ્સહબા (રઝિ.) એ હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.)થી પૂછ્યું કે શું તમોને ખબર છે કે રસુલ (સ.અ.વ.)ના જમાનામાં, હઝરત અબૂબકર (રઝિ.)ના જમાનામાં અને હઝરત ઉમર (રઝિ.)ની ખિલાફતના ત્રણ વરસમાં ત્રણ તલાકોને એક જ ગણવામાં આવી હતી ? તો હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.)એ જવાબ આપ્યો 'હાં' (મુસ્લિમ જિ.૧, પા.-૪૮૭. અબુદાવૂદ જિ. ૨, પા.-૩૩૮, નસઈ જિ.૨, પા.-૯૦, અબ્દુર્રઝાક જિ.૬, પા.-૩૯૨, દાર કુત્ની જિ.૪, પા.-૪૬, તહાવી જિ.૨, પા.-૩૧, બયહકી જિ.૭, પા.-૩૩૬)

(૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) રિવાયત કરે છે કે હઝરત રૂકાનહ બિન અબ્દે યઝીદ મુત્તલબી (રઝિ.)એ પોતાની પત્નીને ત્રણ તલાકો એક જ મજલિસમાં આપી અને બહુ જ ગમગીન થયા. આપ (સ.અ.વ.)એ પૂછ્યું તમોએ કેવી રીતે તલાક આપી છે ? તો તેમણે જવાબ આપ્યો મેં તેને ત્રણ તલાક આપી છે, તો આપ (સ.અ.વ.)એ ફરી પૂછ્યું કે શું એક જ મજલિસમાં ? જવાબ આપ્યો હાં, તો રસુલ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે તે એકજ ગણાશે. અગર તમો ચાહો તો રજૂ કરી શકો છો તો હઝરત રૂકાનાએ રજૂ કર્યું. (મુસ્નદે અહમદ જિ.૧, પા.-૨૬૫, ફતહુલબારી જિ.૯, પા.-૩૧૬) આ હદીષ માટે ઈબ્ને હજર (રહ.) લખે છે કે એક મજલિસની ત્રણ તલાકોને એક ગણવાની આ હદીષ ખાસ દલીલ છે. બીજી રિવાયતો માટે જે દલીલો છે તે દલીલો આ હદીષ માટે ન કરી શકાય. (ફતહુલબારિ જિ.૧, પા.૩૧૬)

મજકુર હદીષ સહીહ છે અને મતલબની દષ્ટિએ સમજની રૂએ પણ બિલકુલ સાફ છે કે એક મજલિસની ત્રણ તલાકને શરીઅતમાં એકજ ગણવાનો હુક્મ છે. આ હદીષ મસ્લકે અહલે હદીષની તાઈદ (તરફેણ) અને હનફી મસ્લકનો જોરદાર રદિયો કરે છે.

અત્રે એક ખાસ વાત જણાવી દેવી યોગ્ય સમજીએ છીએ કે ઘણા હનફી ભાઈઓ પોતાની પત્નીને એક સામટી ત્રણ તલાક આપીને એહલે હદીષો પાસે ફતવો લેવા આવે છે ને કહે છે શરીઅતનો આ માટે શું હુક્મ છે. તો અમો તેમને કુરઆન શરીફની આયતો તેમજ ઉપર મુજબ હઝરત રૂકાનાની અને મુસ્લિમ શરીફ વિગેરેની રસુલ (સ.અ.વ.), અબૂબકર (રઝિ.) અને હઝરત ઉમરના ખિલાફતના ત્રણ વરસના જમાનાની એક સામટી ત્રણ તલાકોને એક ગણાય છે તે

બધી હદીષો વિગેરે લખી તે ફતવો માંગનારને અમારા સહી સિક્કા મારી રજૂ કરવાનો ફતવો આપીએ છીએ.

ફતવો માગનાર ભાઈઓમાંથી કેટલાક રાંદેર વિગેરે આ માટેના ફતવા માટે જાય છે. તો તેમને ફક્ત એજ જવાબ મળે છે કે તમારી તલાકો થઈ ગઈ તમારે એ માટે હલાલો કરાવવો પડશે. આ જવાબથી તેઓ નિરાશ દિલગીર થઈ જાય છે. કોનું દિલ કહેશે કે પોતાની પત્નીને એક-બે રાત માટે બીજા પુરૂષને પરાધીન કરે ? છેવટે તેઓ અમારી પાસે આવે છે અને કુરઆન તથા સહીહ હદીષની રૂએ અમો તેમને સહીહ ફતવો આપી તેમની હતાશાને દૂર કરીએ છીએ. અમારો ફતવો લઈને કેટલાક તેઓની પાસે જાય છે અને કહે છે કે આ 'ફતવા' ઉપર લખી આપો કે આ ખોટું છે. હજી સુધી એક પણ ભાઈ આવું લખાવી આવ્યો નથી.

અત્રે એ પણ જણાવી દેવું મુનાસિબ છે કે મવલાના લાજપુરી સાહેબે પોતાની બુકમાં ત્રણ તલાકોને ત્રણ ગણી લેવાના ખૂબ મોટા ધમપછાડા કર્યા છે. પરંતુ ત્રણ તલાકોને ત્રણ ગણી લીધા પછી તલાક આપનારનો રજૂ કરવાના હક બાબત જરા પણ, એક શબ્દનો પણ ઉલ્લેખ નથી. કારણ કે તે હક જ જતો રહે છે. જો કે શરીઅતમાં ત્રણ જુદી જુદી તલાકોમાં રજૂ કરવાનો ખાસ હક છે. હનફી મઝહબમાં જો રજૂ કરવું હોય તો તેને 'હલાલહ' કરાવવું પડે. એટલે તે તલાક આપનારે પોતાની પત્નીને કોઈ બીજા પુરૂષની સાથે નિકાહ પઢાવી એક-બે રાત સંભોગ માટે એ શરતે સોપવી પડે કે તેણે એક-બે રાત પછી તલાક આપવી. તે બીજા ધણીના તલાક આપ્યા પછી તે ઔરત પહેલા ધણી સાથે નિકાહ કરી હલાલ થઈ ગણાય. જેને 'હલાલહ' કહેવાય છે. આવું 'હલાલહ' કરવા માટે તેઓ લખીને આપતા નથી ફક્ત મોઢેથી જ વાત કરે છે, લખવામાં તો બધી પોલ જાહેર થઈ જાય છે. કારણ કે નબી (સ.અ.વ.) એ આવા હલાલહ કરનાર અને કરાવનાર બન્ને ઉપર લઅનત (ફિટકાર) કરી છે. નબી (સ.અ.વ.)એ હલાલ કરવાવાળીને બલિદાનનો બકરો બતાવ્યો છે તેમજ કિતાબુલ્લાહ સાથે મઝાક કરવાવાળો ગણ્યો છે. હઝરત ઉમર (રઝિ.) થી આવા હલાલહ બાબત પૂછવામાં આવ્યું તો તેઓને બન્નેને 'ઝાની' બતાવ્યા. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.)એ હલાલહ કરનારને 'ધોકાબાજ' બતાવ્યો. એ સિવાય હનફી મઝહબના મહાન આલિમો ઈમામ મુહમ્મદ, ઈમામ અબૂ યુસુફ વિગેરે 'હલાલહ' માટે જે વ્યક્તિ સાથે નિકાહ થાય છે તે નિકાહ થતો જ નથી, એવું કહે છે. ફિકહની કિતાબોમાં આ માટે સખ્ત મનાઈ

છે. અને હોવી જ જોઈએ. કારણ કે આનાથી વધારે શરમની વાત કઈ હોઈ શકે કે કોઈ મર્દ પોતાની પત્નીને શર્ત પર બીજા સાથે નિકાહ કરાવે અને પછી પોતે તેની સાથે નિકાહ કરે.

## એક મજલિસની ત્રણ તલાકોના ‘ઇજમાઅ’ની હકીકત

એક મજલિસની ત્રણ તલાકોને ત્રણ ગણવાની જે મોટામાં મોટી દલીલ કરવામાં આવે છે તે હઝરત ઉમર (રઝિ.)ના ખિલાફતના પછી ‘ઉમ્મતના ઈજમાઅ’ની છે અને લોકોને આજ ‘ઉમ્મતના ઈજમાઅ’ ના શબ્દોથી ભડકાવવામાં તેમજ ધોકો આપવામાં આવે છે. ‘ઈજમાઅ’નો અર્થ ‘એકમત’ અથવા ‘એક રાય’ થાય છે. આ તલાકના મામલામાં હઝરત ઉમર (રઝિ.)ની ખિલાફતના બે વર્ષ સુધી ત્રણ તલાકને એકજ રજઈ ગણાતી હતી. ત્યારબાદ આ બાબતે ક્યારે પણ ‘એક રાય’ થયો નથી. હનફી મઝહબના ખુદ આલિમોએ પણ સ્વીકાર કર્યો છે. માઝરી એ પોતાની કિતાબ ‘મુઅલ્લિમ’માં ઈમામ મુહમ્મદ બિન મકાતિબ હનફીની આ વાત લખી છે કે ‘જો ત્રણ તલાક એક સાથે હોય તો તે એક રજઈ હુકમમાં ગણાશે તેમજ ઈમામ અબૂ હનીફા (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના પણ આજ પ્રમાણેના કૌલ છે.’

હિન્દુસ્તાનના મહાન હનફી આલિમ મવલાના અ.હય લખનવી ઈમદતુર્રિઆયા (જિ.ર, પા.-૭૧) પર ઉમ્મતના એક ગિરોહની મજલિસની ત્રણ તલાકોને રજઈ ગણવાની રાય નકલ કરે છે કે ‘પતિ અગર ત્રણ તલાકો આપે તો પણ તે એકજ રજઈ પડશે અને આ કૌલને કેટલાક સહાબીઓ ઈમામ દાઉદ, ઝાહિરી અને તેમના માનનારાઓ પણ માને છે તેમજ ઈમામ અહમદ અને તેમના કેટલાક માનનારાઓનો પણ એજ કૌલ છે.

ઈમામ શવકાની (રહ.)એ આ મસ્અલા પર વિગતવાર ચર્ચા કરીને એક મજલિસની ત્રણ તલાકોને એક રજઈ ગણવાનો ફતવો આપ્યો છે તેમજ હઝરત અબૂ મુસા અશઅરી (રઝિ.) હઝરત અલી (રઝિ.) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રઝિ.) ઈમામ તાઉસ, ઈમામ અતાઅ, જાબિર બિન યઝીદ હાદી, કાસિમ, નાસિર, અહમદ બિન ઈસા, અબ્દુલ્લાહ બિન મૂસા, ઈબ્ને તૈમિયહ અને ઈબ્ને કય્યિમ (રહ.) વિગેરેઓ પણ તેમજ કહેતા હતા. ઈબ્ને મુગીસએ હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રઝિ.) હઝરત અબ્દુર્રહેમાન બિન ઔફ (રઝિ.) અને હઝરત ઝુબૈર બિન અવામ (રઝિ.) થી ઉપર મુજબના કૌલ નકલ કર્યા છે. (નયલુલ અવતાર)

હનફી મઝહબની ઘણી જ માનીતી કિતાબોમાં પણ છે કે 'તલાકે બિદઈ' હરામ છે. અને તે આ પ્રમાણે છે. (૧) હૈઝની હાલતમાં (નાપાકી)ની હાલતમાં તલાક આપવી (૨) જે તહોર વતિ (સંભોગ) કીધો હોય તેમાં તલાક આપવી (૩) એક વખતમાં ત્રણ તલાક આપવી આ બધી તલાકો હરામ છે. (દુર્રે મુખ્તાર જિ.૨, પા.૯૦, હિદાયહ જિ.૨, પા.-૧૪૩, શરહ વકાયહ પા.-૨૬૪, કુદૂરી પા.-૧૭૩)

ઉપરોક્ત ફત્વા તેમજ એવા બીજા ઘણા ફત્વાઓથી આ સાબિત થઈ જાય છે કે એક મજલિસની ત્રણ તલાકોને ત્રણ ગણી લેવાનો ઉમ્મતનો 'ઈજમાઅ' નથી જ્યારે મવલાના લાજપુરી સાહેબે લોકોને ધોકો આપવા તેમજ ગેર રસ્તે દોરવા 'ઈજમાઅ' બતાવ્યું છે.

## એક હજાર સહાબા (રઝિ.)નો ત્રણ તલાકોને એક ગણવાનો 'ઈજમાઅ'

જો 'ઈજમાઅ' હોવાનો દાવો હોય તો તે અહલે હદીસોનો દાવો છે કારણ કે ઈબ્ને અબ્બાસ (રઝિ.) થી સહીહ મુસ્લિમ, દાર કુત્ની વિગેરેમાં રિવાયત થયેલી સહીહ હદીષ કે જેમાં રસુલ (સ.અ.વ.)ના જમાનામાં ખિલાફતે અબૂબકર (રઝિ.) ના જમાનામાં તેમજ હઝરત ઉમર (રઝિ.)ના શરુ-ના બે વરસના જમાનામાં ત્રણ એક સામટી તલાકને એક જ ગણવામાં આવતી હતી. એટલે ૧૫॥ વરસ સુધી ત્રણ તલાકોને એકજ ગણવામાં આવતી હતી. આ બાબતમાં કોઈને ઈખતીલાફ ન હતો. પછી હઝરત ઉમર (રઝિ.)ની ખિલાફતના બાકીના જમાનામાં તેમણે હકૂમતના હિસાબે ત્રણ તલાકને ત્રણ ગણી છે. કોઈની તાકાત નથી કે આ હદીષનો ઈનકાર કે તેની ખોટી વ્યાખ્યા કરી શકે. કોની વાત માનશો ? રસુલ (સ.અ.વ.)ની, હઝરત અબૂબકરના ખિલાફતની અને હઝરત ઉમર (રઝિ.)ના શરૂના ત્રણ વરસની ખિલાફતની કે પછી તેમના બાકીના ખિલાફતકાળની ઈબ્ને તયમિયહ (રહ.) કહે છે કે 'આ કુરઆની આયાતો, આ સહીહ હદીષો મવજૂદ છે અને આજ તરીકો રસુલ (સ.અ.વ.) ની સુન્નત છે. આ છે ખિલાફતે અવ્વલનો જમાનો, આ છે તમામ સહાબાનો જમાનો. આ બન્ને જમાનામાં 'ઈજમાઅ' એના ઉપર જ રહ્યો અને આજ તરીકો ખિલાફતે ફારૂકીના ત્રણ સાલમાં રહ્યો. જો ખિલાફતે અવ્વલ અને બીજી ખિલાફતના તમામ સહાબીઓને ગણવામાં આવે તો એક હજાર કે તેથી વધુ હશે. આ બધા બુઝુર્ગો એક મજલિસની ત્રણ તલાકોને એકજ ગણતા હતા અને કોઈ એનો વિરોધી ન

હતો. રિવાયતોથી માલૂમ થાય છે કે જંગે યમામામાં એક હજાર સહાબી (રઝિ.) શહીદ થયા જેમાં ૭૦ હાફિઝે કુરઆન હતા. ખિલાફતે અબૂબકર (રઝિ.) ના જમાનામાં હઝરત ફાતિમા (રઝિ.) અને અબ્દુલ્લાહ બિન અબૂબકર (રઝિ.)નો ઈન્તેકાલ થયો. આ ખિલાફતમાં ઘણી જ મોટી સંખ્યામાં સહાબા (રઝિ.) હતા પણ કોઈથી વિરોધની સાબિતી નથી. ત્રણ તલાક સામટીને એક ગણવાનો મસ્અલો ચાલુ રહ્યો અને તે માટે જ ઘણા બુઝુર્ગોએ આજ મસ્અલાને 'કદીમઈજમાઅ' (અસલ એક મત) હોવાનો દાવો કર્યો છે.

**અલ્હમ્દુલિલ્લાહ ! આજ દિન સુધી આના વિરોધમાં ઇજમાઅ થયો નથી. અલ્લાહ તઆલાએ દરેક જમાનામાં એવા પોતાના મુખ્લિસ બંદા પયદા કર્યા કે જેમણે આ મસ્અલાની તરફદારી કરી, અને આ સીધો રસ્તો મુસ્લિમ દુનિયાને બતાવ્યો.**

(એઅલામુલ મુવકકિઈન જિ.૨, પા-૨૬)

## મુસ્લિમ દેશોમાં ત્રણ તલાકને એક ગણવાનો કાનૂન

હાલમાં મુસ્લિમ દેશોમાં ત્રણ તલાકોના જે કાનૂનો બનાવવામાં આવ્યા છે તેને રજૂ કરવામાં આવે છે. તે કાનૂનોને 'શરઈ દલીલ' માટે નથી રજૂ કરતા. પરંતુ એક જાણકારી માટે કે તેઓએ પણ કાંઈ સમજીને જ આ કાનૂનો બનાવ્યા હશેને ? નીચે મુજબના રાજ્યોએ ત્રણ તલાકને એક ગણવાના કાનૂન બનાવ્યા છે. (૧) ઈજીપ્ત (મિસર) ઈ.સ.૧૯૨૯, (૨) સુદાન ઈ.સ. ૧૯૩૫, (૩) જોર્ડન ઈ.સ. ૧૯૫૧, (૪) શામ (સીરિયા) ઈ.સ.૧૯૫૩, (૫) મરાકશ ઈ.સ. ૧૯૫૮, (૬) ઈરાક ઈ.સ. ૧૯૫૯ અને પાકિસ્તાને ઈ.સ. ૧૯૬૧માં આવા કાનૂનો બનાવ્યા છે. (એક મજલિસ કી તીન તલાક પા.-૬૯-૭૦)

મવલાના લાજપુરી સાહેબે પોતાની ફત્વાની બુક પા-૩૪ પર લખ્યું છે કે 'સઉદી હુકુમતની મજલિસ' 'અલ્લજનતુદ્દાઈમહ લિલ્બુહુસિલ ઈલ્મિયહ વલ્ઈફતા' કાયમ છે અને તેમાં પુરી હુકુમતના ઉલ્મા-સુલ્હા તેની માહિતીમાં જુદા જુદા મસ્અલાની બહસ કરી પોતાનો આખરી ફેંસલો આપે છે તે સિલસિલામાં તેઓએ એક મજલિસની ત્રણ તલાક વિષે ફેસલો કર્યો છે કે નબી (સ.અ.વ.)ના જમાનામાં તે ત્રણ જ સમજવામાં આવતી હતી અને એના ઉપર જ અમલ થતો હતો. અને હઝરત ઉમર (રઝિ.)એ પણ તેને કાનૂની શિકલ આપી છે છેલ્લે લખ્યું છે કે મજકુર મજલિસ આ નતીજા પર પહોંચી છે કે 'એક વાક્યમાં ત્રણ તલાક

આપવાથી ત્રણ પડી જાય છે' હવાલો 'માહનામા જામિઅતુરર્શાદ આઝમગઢ ભાગ-૨, અંક ૧૮ બાબત જૂન ૧૯૮૨ બ મુતાબિક રમઝાન ૧૪૦૩ હિ.' બીજો 'ગુલ્શન પાક્ષિક માલેગાંવ જિ.૨, અંક ૧૪-૧૫' અને ત્રીજો 'ફતાવા રહીમિયહ ઉર્દુ ભાગ-૫, પા.-૨૦૦-૩૦૦' આપ્યો છે.' મજકુર ફતવા વિષે અમોને શંકા જાય છે કારણ કે તેમણે જે હવાલા આપ્યા છે તે માત્ર હિન્દુસ્તાનના અખબારોના જ છે. સઉદી હકુમતના કે ત્યાંની મજલિસનો હવાલો કે કોઈ પુરાવો નથી. પરંતુ આજથી લગભગ ૧૩ મહિના પહેલા સઉદી હકૂમતની આ મજલિસને **ઓલ ઈન્ડીઆ જમીઅત અહલે હદીષના જનરલ સેક્રેટરી શેખ અબ્દુલવહાબ ખીલજી સાહેબે એક મજલિસની ત્રણ તલાક બાબતનો ફતવો પૂછેલો** જેનો જવાબ દિલ્હીથી પ્રગટ થતા સાપ્તાહિક અખબાર 'જરીદહ તરજુમાન' ના તા. ૮-૧૦-૯૩ ભાગ-૧૩, અંક-૪૧ માં ફતવાનો હવાલો, દારૂલ ઈફતાઅનો હવાલા નંબર ખ-૩૭૨, તારીખ ૭ રબીઉલ અવ્વલ ૧૪૧૪ હિજરી સન સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ફતવાની વિગત ચર્ચા ઘણી જ લાંબી હોવાથી અમો તેનો ટૂંકમાં સાર રજૂ કરીએ છીએ.

ટૂંકમાં સાર આ મુજબ છે. 'કેટલાક અહલે ઈલ્મ એ તરફ ગયા છે કે એક મજલિસની ત્રણ તલાક પડી જાય છે. જ્યારે બીજા કેટલાક અહલે ઈલ્મ એક મજલિસની ત્રણ તલાકોને એકજ ગણે છે. આ બીજા તબક્કાના અહલે ઈલ્મો મુસ્લિમ શરીફ હઝરત ઈબ્ને અબ્બાસની હદીષ કે જેમાં હુઝુર (સ.અ.વ.), અબૂબકર સીદીક (રઝિ.) તેમજ હઝરત ઉમર (રઝિ.) ના શરૂના બે વરસમાં ત્રણ તલાકોને એક જ ગણવામાં આવતી હતી તે પેશ કરે છે. આ બીજો તબકો મુસ્લિમ શરીફની બીજી હદીષ કે જેમાં અબુસ્સહબા (રઝિ.) એ હઝરત ઈબ્ને અબ્બાસથી સવાલ કર્યો કે શું રસુલ (સ.અ.વ.)ના જમાનામાં અને અબુબકર સિદીક (રઝિ.) તથા હઝરત ઉમર (રઝિ.)ના શરૂના ત્રણ સાલમાં ત્રણ તલાકોને એકજ ગણાવામાં આવતી હતી ? તો હઝરત અબ્બાસ (રઝિ.) એ જવાબ આપ્યો હા, તેઓ ત્રીજી હદીષ મુસ્નદે અહમદની રૂકાનહવાળી સહીહ હદીષ પેશ કરે છે કે જેમાં રૂકાનાએ પોતાની પત્નીને ત્રણ તલાકો આપી ને પછી ગમગીન થયા. ત્યાર પછી રસુલ (સ.અ.વ.)એ તેમની પત્નીને તેમના તરફ પરત કરી આપી. આ અહલે ઈલ્મએ સાબિત કરી બતાવ્યું છે કે એક મજલિસની ત્રણ તલાકો માત્ર એક જ છે. કુરઆન શરીફની આયતો 'અત્તલાકુ મર્રતાન' અને (ફઈન તલ્લકહા...'થી એજ સાબિત થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) પણ ત્રણ તલાકોને એક જ માનતા હતા.

ઘણા લોકોનો કૌલ પણ હઝરત ઈબ્ને અબ્બાસ (રઝિ.) તરફ ગયો છે. તાબેઈન, તબઅતાબેઈનની એક જમાઅત પણ એમજ કહે છે. ઈબ્ને તૈમિયહ (રહ.) અને ઈબ્ને કય્યિમ (રહ.) પણ ત્રણ તલાકને એકજ ગણતા હતા.

અને આ તે જ ફતવો છે કે જેની બાબત હું પણ ફતવો આપું છું. કારણ કે તમામ દલીલોનો અમલ એના જ (કુરઆન તથા હદીષ) ઉપર થઈ શકે છે. અને એમાં જ તમામ મુસલમનો માટે રહમત અને નરમી છે.

## મુફતીએ આમ મમલુકતે સઉદીયા અરબીયા વ રઈસે હયઅતે કિબારે ઉલમાઅ વ ઈદારતુલ બહુસુલ ઇલ્મીયહ વલ્ઈફતાઅ

ઉપરોક્ત ફતવો અમોને રજૂ કરવાની કાંઈ જરૂર ન હતી પરંતુ જ્યારે તેમણે સઉદી હકુમતનો ફતવો તારીખ તથા હવાલા વગર રજૂ કર્યો તો અમોને તારીખ તથા હવાલા નંબર સાથે લોકો સમક્ષ રજૂ કરવાની ફરજ પડી. અમો તો ફક્ત કુરઆન શરીફ અને સહીહ હદીષો પર જ અમલ કરવાનું માનીએ છીએ એ માટે જ લોકોને દઅવત આપીએ છીએ. ઈમામ ઈબ્ને તયમિયહ (રહ.) તથા ઈબ્ને કય્યિમ (રહ.) એ આજ સુન્નતે રસુલ (સ.અ.વ.) ત્રણ તલાકને એક ગણવા માટે લોકોના મહેણા સાંભળ્યા, કેટલીય તકલીફો ઉઠાવી, ત્યાં સુધી કે તેમને કુફ્રનો ફતવો આપવામાં આવ્યો જેમ કે આજે અહલે હદીષોને તરેહ તરેહના ઈલ્કાબ, ગુમરાહ વિગેરેના ફતવા આપવામાં આવે છે. આવા સાચા અને હકના શયદાઈ લોકોને લીધે જ ઘણા મુસલમાનો આ મસ્અલા પર કાયમ છે. અને ઘણી મુસ્લિમ હુકુમતોએ તેને કાનૂન બનાવ્યો છે.

## કુમ બિઇઝનિલ્લાહ કેહ સકતે થે જો રૂખસત હુએ ખાનકાહોંમેં મુજાવિર રહ ગએ યા ગોરકન.

હવે ઈસ્લામી તઅલીમનો મામલો ગૂંચવાઈ ગયો છે. લોકો ‘તલાક’ જેવા ખાસ મસ્અલાથી બેખબર છે, અને તેમને ઉંધે રસ્તે ચઢાવવામાં આવે છે. તલાક અપાયેલી ઔરતની હાલત એકદમ ખરાબ થઈ ગઈ છે. તેની કિફાલતની વ્યવસ્થા કોઈ નથી. આવા નાજુક સમયમાં જરૂરત છે માત્ર કિતાબુલ્લાહ કુરઆન અને સુન્નતે રસુલ (હદીષ) પર ચાલવાની, આનાથી જ નજાત મળી શકે છે. અલ્લાહ તઆલા સમગ્ર મુસ્લિમોને કુરઆન, હદીષ મુજબ અમલ કરવાની તોફીક આપે, આમીન.

**જમ્ઇય્યત અહલે હદીષ :** લુહાર શેરી, સગરામપુરા, સુરત.

**અન અબી હુરૈરત કાલ-કાલ-રસુલુલ્લાહિ (સ.અ.વ.) તરકતુ-ફીકુમ-શયઅન-લન-તઝિલ્લૂ બઅદ હુમા કિતાબુલ્લાહિ વ સુન્નતી (મુસ્તદરક લિલ હાકિમ ૧/૯૩૧ સહીજામિઉસ સગીર લિલ્અલ્બાની ૧/૫૬૬)**

હઝરત અબુ હુરૈરહ (રઝિ.) સે રિવાયત હૈ કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)ને ફરમાયા મૈં તુમ્હારે દરમિયાન દો ચીઝ છોળે જા રહા હું જબ તક તુમ ઈન દોનોં કો મઝબૂતી સે પકળે રહોગે તો હરગિઝ ગુમરાહ ન હોગે (ભટકી જશો નહીં) એક અલ્લાહકી કિતાબ (કુરઆન મજીદ) દુસરી મેરી સુન્નત (હદીષ) હૈ.

**કુરઆન મજીદ :** અલ્લાહતઆલા કા કલામ હૈ ઈન્સાન કે લિયે દુનિયામેં કામિયાબી ઔર આખિરતમેં સુર્ખરૂઈ (સુખદરૂપ)કા ઝામિન હૈ ઈસકે ક્વાનીન અટલ ઔર મુકમ્મલ હૈં ઉનકી પૈરવી કરનેવાલા કભી નાકામ નહીં હો સકતા કુરઆન મજીદ ઝિન્દગી કે હર મસલે કા ઔર મુશ્કિલાત (તકલીફો) કા હલ (ઉકેલ) પેશ કરતા હૈ.

**સુન્નતેનબવી :** સ.અ.વ. ઈસસે મુરાદ નબી સ.અ.વ. કે અકવાલ, ઈરશાદાત (વાણીવર્તન) હૈં હુઝુર (સ.અ.વ.) કે અઅમાલ ઔર અફઆલ (અમલ અને કર્મ) હૈં જો દેખનેવાલોંને બયાન કિયે ઔર વોહ કામ જો આપકે સામને દુસરોં ને કિયે (જિસે દેખકર) આપને ઉન્હેં મના નહીં કિયા બલકિ પસંદ ફરમાયા આપકે ઈરશાદાત (ફરમાન) હર કદમ પર હમારી રેહનુમાઈ કર સકતે હૈં અગર હમ આપ (સ.અ.વ.)કે અહકામાત કો મઝબૂતી સે પકળે રહેં તો હરગીઝ ગુમરાહ ન હોંગે અલ્લાહ હમે કુરઆન વ સુન્નત કી ઈતાઅત કી તૌફીક બખ્શે. આમીન.

# ઈઝહારે હકીકત

એ વાતમાં કોઈ શંકા નથી કે માણસ બાપદાદાની ચાલી આવતી રીતે રસમોને તાત્કાલિક છોડી દેવા તૈયાર નથી થતો તેમજ જે કામો, રસમો ઉપર અમલ કરતાં કરતાં તેના જીવનનો મોટો ભાગ ગુજરી જાય છે તેવા કામો પણ તેનાથી જલ્દી છૂટતા નથી પછી ભલે તે કામો ખોટા અને અયોગ્ય હોય.

અને એવું પણ થાય છે કે સંકુચિતતા, અદેખાઇ, ઈર્ષા, હસદ અને મતલબ પરસ્તીનો માર્યો માણસ એવા ખોટા કામોને એટલી હદે વળગી રહે છે કે તે હક અને બાતિલ સત્ય અને અસત્યના ફરકને જ વિસરી જાય છે અને તેના નશામાં અલ્લાહ અને તેના રસૂલની વાતને પણ લાતની ઠોકરે ઉડાવી દે છે.

**આજ તકલીદી ગ્રુપ પોતાના નિકાહની મજલિસમાં દુલ્હાને ત્રણવાર ઇજાબ અને કબૂલ કરાવે છે. હવે એમને કોઈ પૂછે કે તમે આ એક જ મજલિસમાં એક જ દુલ્હાને  ત્રણવાર નિકાહ કબૂલ કરાવો છો તો આ એક નિકાહ થયો કે ત્રણ ??? આખી દુનિયામાં મુકલ્લીદો જવાબ આપશે કે નિકાહ તો એક જ થયો તો જરા અકક્લને કામે લગાડો અને જવાબ આપો કે એક જ મજલિસમાં ત્રણવાર તલાક આપવાથી એક તલાક ગણાશે કે ત્રણ ??? સાચેજ - જ્યારે સમજ આડી હોય છે તો પરિણામ પણ આડું જ હોય છે.**

મૌલવી અ.રહીમ લાજપોરીનો ‘ત્રણ તલાક વિશેનો અગત્યનો ફત્વો’ નામની કિતાબ જે કુરઆન અને હદીષ વિરૂદ્ધ છે. તેની સખત નોંધ લઈ જમ્ઈય્યત અહલે હદીષ સુરત તરફથી આ કિતાબ ‘‘તલાકનો ઈસ્લીમી ફત્વો’’ સંકલિત કરી દૂધનું દૂધ અને પાણીનું પાણી કરી બતાવ્યું. ત્યારે એટલું જ કહેવાનું કે ઝિદ અને હઠધર્મી, તકલીદની માયાજાળમાંથી નીકળો અને હક અને વાસ્તવિક્તાને પારખો, કબૂલ કરો.

**- મો. શોએબ મેમન જૂનાગઢી**